# કીર્તન કુમુદિની



ગુજરાતી કેથલિક સત્ય પ્રકાશ નં ૭



મૂલ્ય: ૦-૫-૦

ખ્રિસ્ત જયંતી

૧૯૪૦



# અંજલી




હરિગીત

ઈસુ જયંતી ઉત્સવે કુમુદિની પ્રગટાવતાં,
સુમન વેરીએ ગીત રૂપી પ્રભુને વધાવતાં;
જગભાણ, જગઆધાર જે, તે આજ જગમાં આવિયો,
ગજ્યો ગભાણે જન્મીને પાપીનું તારણ લાવિયો.
નોધારાંને ઉદ્ધારિયાં એ ઋણને કરવા અદા,
પ્રજ્ઞ પ્રેરિકે પણ એ ન બનશે કો મથે સૌ સર્વદા;
કાજે એ દિવ્ય બાળને દેવા હ્રદયની અંજલી,
શત કોટિ વારે શીશ નામી અર્પીએ કુમુદિની.

# નિવેદન

દોહરો

**આ કીર્તન કુમુદિની** લૈ વિભુનાં બાળ,
ગાઈ ગીતો ઈશનાં સુખી બનો સૌ કાળ;
દેશે કૃપા દેવ ને રે'શે હરનિશ સાથ,
લો, ગાઓ **કુમુદિની** દૈએ જોડી હાથ.

ગાઓ, બાળો, હોંસથી યુવક ઉલટભેર,
ગાઓ ઘરડાં ડાં'પણે બાળા, સ્ત્રી સુપેર;
ગાઓ સાક્ષર વાંચીને અભણ સુણી ગાવ,
ઈશ્વરની પૂજા થશે લો કીર્તનનો લ'વ.

# પ્રસ્તાવના

"કીર્તન કુમુદિની" છેવટે ખાલી રહી છે! તેનાં કુમુદની ખુશબો સારાએ ગુજરાતમાં મઘમઘી રહે! આ સુંદર વેલનાં પુષ્પોની કલગી બનાવી શ્રદ્ધાળુઓ અત્યંત ભલા જગકિરતારને તે અર્પણ કરે. આ મનોહર વેલની શોભા જોઈ, તેની બહેક સૂંઘી ભક્ત આત્મા તેના પ્રેરનાર તરફ આકર્ષાતો જાય. અને તેનાં ફૂલ તોડી હાર બનાવી પ્રેમાળ પરમેશ્વર પિતાની ગ્રીવામાં પહેરાવે.

ગીત રસિક અને દરેકની ભક્તિ પોષે એવાં છે. નાતાલનાં ગીત ગાતાં હૃદયમાં હરખ ઉભરાઈ આવે છે. તપ ઋતુનાં ગીત ગાતાં હૈયું પીગળી જતાં ૫૦ અશ્રુ-મતી (મારીઆ માગ્દાલેના) ની જેમ નયનમાંથી પ્રશ્ચાતાપની અશ્રુધારા દયાને માટે હાંક મારતાં પ્રભુના ન્યાયાસન તરફ વહેતી જાય છે. ઈસુની મા, ૫૦ મારીઆની સ્તુતિ તથા સંતોનાં ગુણગાન ગાતાં તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરવા આપણું હૃદય આકર્ષાય છે. શ્રીસભાનું ગીત ગાતાં ખરેખર દાઉદ ભવિષ્યવાદીનો યેરૂસાલેમ નગર પર જેટલો પ્રેમ હતો તેટલોજ, બલકે વધારે આપણા અલ્પ દિલમાં ઉદ્‌ભવે છે. અને સ્વર્ગીય યેરૂસાલેમ-શ્રીસભા પ્રત્યે આપણને

એવી લાગણી થાય છે કે "હે સ્વર્ગીય યેરૂસાલેમ, જો હું તારૂં સ્મરણ ના કરૂં તો મારી જીભ મારા તાળવાને ચોંટી જાય! સ્વર્ગનું ગીત ગાતાં આપણા હૃદયમાં ઐહિક વાનાંનો તો અણગમો તથા પાપનો ધિક્કાર ઉત્પન્ન થાય છે ને પ૦ મોટાભાઈ (પાઉલ) સાથે આપણા ઉરના ઊંડાણમાંથી ઉદ્ગાર નીકળે છે: "હું કેવો દુર્ભાગ્ય માણસ! મને આ મર્ત્ય શરીરથી કોણ મુક્ત કરશે?" અને "હું દેહાંત પામી ખ્રિસ્ત કને જવા ઇચ્છાતુર છું!"

ગીતકર્તાનાં નામ પ્રભુ એકલાને જ માલમ છે. પરંતુ અધ્યાપક જ. બંગારજી, ડાભાએ કીર્તન કુમુદિનીને ખીલવવા એટલા તનમનથી શ્રમરૂપી પાણી પાયું છે, કે અમારે મન તો એજ આ પુસ્તકના યોજક છે. પ્રભુ તેમને શ્રમનો પૂરતો બદલો આપે. પ્રિય વાંચકો, તમે તેમને તથા સહાયકોને વાસ્તે આભારપૂર્વક પ્રાર્થના કરવા ચૂકતા નહિ.

ગીતો પ્રથમ શ્રીસભામાં ઉજવવાના તહેવારો મુજબ ગોઠવેલ છે. ત્યારબાદ ઈસુ, મારીઆ ને સંતોનાં ગીત, ને છેલ્લે પ્રસંગોપાત ગવાય એવાં તથા પરચુરણ ગીતો આપેલ છે. દરેક ભાગમાં અનુક્રમ ઘણું કરીને અક્ષર પ્રમાણે રાખેલ છે. જે ગીતો રાગ કાંતો રાગણીના નિયમ પ્રમાણે લખેલ છે તે બધા સહેલાઈથી તથા એકસરખી ઢબે ગાય માટે તેમાં તાલ મોટા અક્ષરથી દર્શાવેલ છે.

ગીત બરાડા પાડીને નહિ પરંતુ કોયલની જેમ મધુર સ્વરે કુજી, શબ્દના અર્થ ઉપર ધ્યાન આપતાં ભક્તિભાવથી ગાવાં અને એ. પ૦ મહેશ્વરના (ઑગુસ્તીન) કહેવા મુજબ આપણે બમણી પ્રાર્થના કરીશું. "જે સારૂં ગાય છે તે બમણું પ્રાર્થે છે."

કીર્તન કુમુદિનીમાં પ્રસિદ્ધ કરેલ ગીત અમદાવાદ મિશનના વડા સુપિરિયર તરફથી મંજૂર રાખેલ છે.

કીર્તન કુમુદિની ખ્રિસ્તજયંતીને તહેવારે બહાર પાડવામાં આવે છે, તેથી તે ત્રૈક્યદેવના બીજા જણ, ખરા પરમેશ્વરથી ખરા પરમેશ્વર, જન્મેલ, કરેલ નહિ, પ્રકાશના પ્રકાશ, દેવ–માનવી, રાજાધિરાજા, પ્રભુ ઈસુ ખ્રિસ્તને અર્પણ કરેલ છે. પ્રભુ ઈસુ વિષે મહાત્મા પ૦ મહેશ્વર કહે છે, કે તે સર્વકાળમાં સત્ય ને જીવન હોતાં કાળમાં પતિત માનવીઓના માગ થવા મનુષ્ય સ્વભાવ ધરીને દુનિયામાં આવ્યો હતો. માટે તેની જ મારફતે પાતકી માણસ સચ્ચિદાનંદ પ્રાપ્ત કરી શકે. ખ્રિસ્ત-રૂપી ભક્તિ માર્ગ ને સચ્ચિદાનંદરૂપી અંત મેળવતાં **કીર્તન કુમુદિની** દરેક ગુર્જર ભાઈને મદદરૂપ થાય એજ અમારી નમ્ર આશા ને પ્રાર્થના. અસ્તુ !

*ખ્રિસ્ત જયંતી, ૧૯૪૦.*





## ૧. સારો હેતુ

તારી સ્તુતિ ઈશ્વર થાઓ મહેનત તથા આરામમાં,
તારો વૈભવ વધતો જાઓ મારી ઇચ્છા દર કામમાં;

મન, શરીર હું અર્પણ કરૂં,
મારૂં જીવન બધું ભરૂં;
કૃપા, ઓ ખ્રિસ્ત ઈસુ આપ!
કૃપા, ઓ ખ્રિસ્ત ઈસુ આપ!......૧.

તારા નામની સ્તુતિ કરવા તારી ઇચ્છા હું પાળીશ,
સદા તારી પાસે ઠરવા હમેશ પાપથી દૂર ચાલીશ;

તારા પ્રેમથી દુઃખ સહેવા,
તારી પ્રીતિમાં રહેવા;
કૃપા, ઓ ખ્રિસ્ત ઈસુ આપ!
કૃપા, ઓ ખ્રિસ્ત ઈસુ આપ!......૨.

## ૨. તું આવ, તું આવ ઇમ્માનુએલ

તું આવ, તું આવ ઇમ્માનુએલ !
ને છૂટા કર દીન ઇસ્રાએલ;
અમ દુ:ખ ને ભયમાં રહેતાં,
નિસાસો મૂકી રડતાં......૧.

તું આવ, તું આવ ઇમ્માનુએલ!
ને છૂટા કર દીન ઇસ્રાએલ;
તું રાજદંડ યેસ્સે કુળમાંથી,
કર શત્રુ દૂર અમારાથી......૨.

હર્ષ કર, હર્ષ કર, ઓ ઇસ્રાએલ,
આવશે, આવશે ઇમ્માનુએલ ! ......ટેક.

તું આવ, તું આવ ઇમ્માનુએલ!
ને છૂટા કર દીન ઇસ્રાએલ;
સનાતન બાપનો તું પ્રકાશ,
તું પૂરી કર અમારી આશ.....૩.

તું આવ, તું આવ ઇમ્માનુએલ !
ને છૂટા કર દીન ઇસ્રાએલ;
આવ, ઓ પરમેશ્વર સાબાઓથ !
તું હરી લે અમારૂં મોત......૪.

## ૩. પૂર્વ દિશા ચળકે રે !

પૂર્વ દિશા ચળકે રે આકાશી રૂડા તેજથી......ટેક.

સુરજ ઊગે છે ખરે, કીરણના તાજથી, કીરણના તાજથી;
દૂર કાઢે જગથી રે રાત્રિ અંધારી વેગથી......પૂર્વ....૧.

કુમુદ એક શોભીતું, ખીલ્યું છે ખીણમાં, ખીલ્યું છે ખીણમાં;
ઝાકળ પડે દૈવી રે તેના ફૂલડામાં દેવથી......પૂર્વ....૨.

ફૂલડું એ નાઝરેથનું, બાળા મારીઆ છે, બાળા મારીઆ છે;
ઉત્તમ, અજબ એ'કે રે ખુશબો જો પ્રેમી બાગથી...પૂર્વ....૩.

શાન્તિના પ્રેમી રાજા, અહીંઆં પધારીને, અહીંઆં પધારીને;
જોડ આલમ આખી રે અત્યુત્તમ તારા હેતથી......પૂર્વ....૪.

વાદળ વરસાવો પ્રીતે, આકાશી ન્યાયને, આકાશી ન્યાયને;
તોડી સાંકળ સર્વે રે છૂટા થઈએ શેતાનથી......પૂર્વ....૫.



## ૪. આજ ભકતો રે

આજ, ભકતો, રે, મારો ઇસુજી જનમ્યો;
ઉમંગ અમને વધીઓ રે......ઇસુજી....૧.

આજ, ભકતો, રે, અમને વાયકો આવ્યાં;
ગામો સૌ તેડાવ્યાં રે......ઇસુજી....૨.

આજ, ભકતો, રે, મનથી કપટને છોડો;
ઇસુને મનડું જોડો રે......ઇસુજી....૩.

આજ, ભકતો, રે, સર્વે સાથમાં જઇએ;
પ્રાયશ્ચિત પુરાં કરીએ રે......ઇસુજી....૪.

આજ, ભકતો, રે, પૂરો પસ્તાવો કરીએ;
ગભાણ પાસે જઇએ રે......ઇસુજી....૫.

આજ, ભક્તો, રે, રૂડાં વસ્ત્રો ધરીએ;
મનમાં સાલસ થઈએ રે......ઈસુજી....૬.

આજ, ભક્તો, રે, ભાવે પ્રાર્થના કરીએ;
દૈવી રોટલી લઈએ રે......ઈસુજી....૭.

આજ, ભક્તો, રે, ઈસુ શરણમાં જઈએ;
સ્વર્ગીય મુગટ લઈએ રે......ઈસુજી....૮.

## ૫. ઈસુ બાળને રમાડીએ

ઈસુ બાળને રમાડીએ,
કુદાડીને હસાડીએ;
હાલો હાલો બાળક, રૂપાળા,
રૂપાળા બાળક તને ચૂમી લઈએ...૧.

મારીઆ માતને કરગરી,
લઈએ બાળને પ્રેમ કરી;
બોસા તેને કરીએ,
બાથમાં લઈને ફરીએ...હાલો...૨.

બાળ પુત્ર, મા, તારો,
ભ્રાતા લાગે મારો;
દિલથી તેને ચાહીએ,
સદા પાસે રહીએ...હાલો...૩.

## ૬. ઈસુ બાળને ઉંઘાડીએ

ઈસુ બાળને ઉંઘાડીએ,
મધુર હાલા ગાઈએ;
હાલો હાલો બાળક, રૂપાળા,
રૂપાળા બાળક તને, કોણે જગાડયો...૧.

બેં બેં કરતાં ગાડરાં
સર્વે ગયાં રાનમાં;
મારીઆના લાડીલા
ઉંઘાડીએ તને વાલા...હાલો...૨

વસ્ત્રે લપેટેલો
ઘાસમાં સુવાડેલો;
મારીઆને પ્યારો
તેમ છે અમારો...હાલો...૩.

## ૭. ઊંઘ લે તું વા'લા

ઊંઘ લે તું વા'લા રે ઓ ઇસુ, ઊંઘ લે તું વા'લા,
પ્રીતે ઝુલા નાખું રે ઇસુ, ઊંઘ લે તું વા'લા......ટેક.

ઊંઘ લાડીલા, ઊંઘ ઓ ભ્રાતા, ઊંઘ તું મારા વા'લા,
હાલરડું ગાઉં એટલામાં તું, વિસામો ખા મુજ વા'લા રે ઇસુ...૧.

બંધ કર તારી આંખની કીકી, સૂણીને મારા વ્હાલા;
જો કે એ મનથી ના દેખાયાથી, તિમીર થાય પણ વા'લા રે ઇસુ...૨.

પ્રીતથી બાંધેલ પારણા માંહે, આરામ લે ઓ વા'લા;
સુખથી જો તું આરામ લે તો, થાય તે મારો વા'લા રે ઇસુ...૩.

પોઢી જા પ્રીતે પારણીઆમાં, યાચ્યું અંતરે વા'લા:
મુજ પાપો તને યાદ આવ્યાથી, રડીશ નહિ રજ વા'લા રે ઇસુ...૪.

મારીઆ માતના અતિ લાડીલા, યોસેફના ઓ વા'લા;
મુજ પાપો કાજ રડું તે સાંભળી, જાગીશ નહિ મજ વા'લા રે ઇસુ...૫.

## ૮. ઓ પરાત્પર તું કેમ સૂતો (આલ્તીતુદો)

ઓ પરાત્પર તુ કેમ સૂતો!
એવા દીન તબેલામાં!
જેણે કીધા સ્વર્ગના દૂતો,
દુઃખી બાલ તે ગભાણમાં! ...૧.

અશક્ત થયો સર્વ શક્તિમાન,
નાનો બાલ, જે મહાન અપાર;
અટકાવાય જે જગતનો ભાણ,
જનમ્યો પરમેશ નિર્વીકાર ...૨.

કેવાં અદ્‌ભુત તારાં કૃત્ય!
ઇસુ લીધો તેં અવતાર;
કેવું પ્રેમાળ તારૂં હ્રદય!
માણસોના તું તારનાર!(૨)...ટેક.

ઇસુ બાળક તું ધાવે થાન,
ધન્ય મા કુંવારીનું;
તારી નજર અતિ મહેરબાન
આમ પર કેવી માયાળુ ...૩.

## ૯. આદ્‌સ્તીતુદો (ઓ પરાત્પર તું કેમ સૂતો)

આલ્તીતુદો કવીદ હોક યાચેસ,
ઈન તામ વીલી સ્તાબુલો;
કવી ક્રેઆસ્તી ચેલો ફ્રાયેસ,
આલ્જેસ ઈન પ્રેસેપિયો ...૧.

ફ્રોર્તીતુદો ઈન્ફીર્માતુર!
પાર્વા ફીત ઈમ્મેન્સિતાસ!
લીબેરાતોર આલ્લીગાતુર
નાસચિતુર એતેર્નિતાસ ...૨.

ઓ કવામ મીરા પેરપેત્રાસ્તી!
યેસુ પ્રોપ્તેર હોમિનેમ!
તામ આર્દેન્તેર ક્વેમ આમારતી
પારાદીસી એક્સુલેમ! (૨) ...ટેક.

ઉબેરા પ્રેમીસ લાબેલ્લીસ,
સેદ ઈન્તાકતે વિર્જીનીસ,
ઉવિદાસ પ્લોરાસ આયેલ્લીસ,
ચેલુમ રેપ્લેન્સ ગૌદીઈસ. ...૩.

## ૧૦. ગ્લોરીઆ ઈન એક્ષચેલ્સીસ દેઓ

ગ્લોરીઆ ઈન એક્ષચેલ્સીસ દેઓ! ...ટેક.

એવું દૂતો ગીત ગાતાં,
મીઠી વાણી વ્યોમમાં થાય;
તેથી પર્વત હરખાતાં,
સ્તુતિનો જવાબ તે ગાય....૧.

ભરવાડ કેમ હરખાઓ છો
હિંમત તથા સ્તુતિમાં?
કેવી ખબર જાણો છો,
તેથી તમે ખુશીમાં? ...૨.

"બેથલેહેમ ભણી જાઓ,
આજ તારનાર ત્યાં જનમ્યો;
તેની આગળ હરખાઓ,"
એ સુવાર્તા દૂત લાવ્યો. ......૩.

## ૧૧. ચાલો જોવા જઈએ

ચાલો જોવા જઈએ ઈસુ નાથને રે.
દેશે કૃપા તણા ભંડાર ............ચાલો......૧.

સર્વે પાપીને કાજ તે અવતર્યો રે,
કરવા દર્શન સૌ આ વાર ...........ચાલો......૨.

વા'લો સૂતો છે નીચા ગભાણમાં રે,
થાઓ શાતા જગમોઝાર ...........ચાલો......૩.

હાલો ગાએ છે મારીઆ કુંવરી રે,
હૈયે હરખ તણો નહિ પાર ...........ચાલો......૪.

કેવું કમળ જેવું દિસે મુખડું રે,
આંખે વે' છે દયાની ધાર ...........ચાલો......૫.

કંઈ દીસંતી દંતની કળીઓ રે,
કાયા તેજ તણો અંબાર ...........ચાલો......૬.

મારી પાપો કેરી ઈસુ આપજે રે,
દાસો તણી અરજ સ્વીકાર ...........ચાલો......૭.

## ૧૨. તમ ખ્રિસ્તીઓ આવો (આદેસ્તે ફીદેલેસ)

તમ ખ્રિસ્તીઓ આવો, હર્ષથી ગાયન ગાઓ,
ઉતાવળથી આવો બેથલેહેમમાં;
જુઓ ખ્રિસ્ત ઈસુ, જે દૂતોનો રાજા! .........૧.

આવો સેવા કરવાને, આવો સેવા કરવાને!
આવો પ્રભુની સેવા કરવાને! .........ટેક.

તમ જુઓ ભરવાડો ઘેટાં મૂકી દેતા,
ઉતાવળથી આવતા તબેલામાં;
શ્રદ્ધા ને પ્રેમથી આપણે પણ ત્યાં જઈએ! .........૨.

સનાતન પરમેશ્વર બાપનો સરખો પુત્ર,
તેને જુઓ સૂતેલો ગભાણમાં;
માણસ થએલો, લુગડે લપેટેલો! .........૩.

## ૧૩. આદેસ્તે ફીદેલેસ (તમ ખ્રિસ્તીઓ આવો)

આદેસ્તે ફીદેલેસ, લેતી ત્રિઉમ્ફાન્તેસ,
વેનીતે, વેનીતે ઈન બેથલેહેમ!
નાતુમ વીદેતે રેજેમ આન્જેલોરૂમ!.........૧.

વેનીતે આદોરેમુસ, વેનીતે આદોરેમુસ!
વેનીતે આદોરેમુસ દોમીનુમ!.........ટેક.

એન ગ્રેજે રેલીક્તો, હુમીલેસ આદ કુનાસ
વોકાતી પાસ્તોરેસ આદપ્રોપેરાન્ત;
નોસ ક્વે ઓવાન્તી ગ્રાદુ ફેસ્તીનેમુસ!.........૨.

એતેર્ની પારેન્તીસ સ્પ્લેન્દોરેમ એતેર્નુમ
વેલાતુમ સુબ કાર્ને વીદેબિમુસ:
દેઉમ ઈન્ફાન્તેમ, પાન્નીસ ઈન્વોલુતુમ!.........૩.

## ૧૪. નિર્મળ રાત

નિર્મળ રાત, પુનિત રાત,
સૌ ઊંઘતાં ખ્રિસ્ત ભરવાડ,
ઈસુ બાળક, પરમેશ્વર આવતાં,
મારીઆમાંથી જન્મ લેતાં;
તેની સેવા કરો! (૨)......૧.

મસીહા જન્મેલો,
ગભાણમાં સૂતેલો,
પાપથી તે અમને છોડાવશે,
પ્રીતિમાં અમને ઘણો ભાવશે;
ખ્રિસ્ત તારનાર આવ્યો! (૨)...૨.

મારીઆ યોસેફ પણ,
કેમ સુખી બને જણ;
ઘેટાં પાળકો હોંસે આવો,
પાયે લાગીને તેને સેવો;
ઈસુમાં હરખાઓ! (૨)......૩.

## ૧૫. પરમ ઊંચામાં પ્રભુને મહિમા

ચંદ્રાવલા

પર્મ ઊંચામાં પ્રભુને મહિમા, હોજો અપરંપાર,
શુભેચ્છક સૌ માનવીઓમાં, થાઓ શાન્તિ અપાર.

થાઓ શાન્તિ અપાર જ સવમાં,
બાળક આવ્યો ઈસુ આ ભવમા,
ભકિત કરો તેની વણુ સીમા;
પર્મ ઊંચામાં પ્રભુને મહિમા......૧.

શું ગામ બેથલેહેમ ઝબુકે, જ્યાં પ્રગટી જો આગ.
ગુફાની માંહે દીસે જ્વાળા. પ્રીતિ રૂપી એ આગ.

પ્રીતિ રૂપી એ આગ વિભોની,
ગભાણ માંહે તૃણમાં પોઢી;
તેના સુંદર કોમળ મુખ,
શું ગામ બેથલેહેમ ઝબુકે......૨.

ગામડું નાનું પૂર પ્રકાશે, શું ઝગાહુળે અપાર,
નીકળે કીરણ ગુફા નિવાસે, તેજ તણા અંબાર;

તેજ તણા અંબાર ઈસુએ;
પ્રિય માતાને ખોળે સૂએ;
મારીઆ શોભે બાળ પ્રકાશે;
ગામડું નાનું પૂર પ્રકાશે......૩.

## ૧૬. પુએર નાતુસ ઈન બેથલેહેમ (પ્રકાશિત થા યેરૂસાલેમ)

પુએર નાતુસ ઈન બેથલેહેમ,
ઉન્દે ગોદેત યેરૂસાલેમ, આલ્લેલુયા......૧.

હીક યાચેત ઈન પ્રેસેપીઓ,
ક્વી રેગ્નાત સીને તેરમીનો, આલ્લેલુયા......૨.

રેજેસ દે સાબા વેનીઉન્ત,
ઔરૂમ, તુસ, મીરામ ઓફેરૂન્ત. આલ્લેલુયા......૩.

ઈન હોક નાતાલી ગૌદીઓ,
બેનેદીકામુસ દોમીનો, આલ્લેલુયા......૪.

ગ્લોરીઆ તીબી દોમીને,
ક્વી નાતુસ એસ દે વિર્જીને, આલ્લેલુયા......૫.

લોદેતુર સાંકતા ત્રીનીતાસ,
દેઓ દીકામુસ ગ્રાત્સિઆસ, આલ્લેલુયા......૬.

## ૧૭. પ્રકાશિત થા યેરૂસાલેમ (પુએર નાતુસ ઈન બેથલેહેમ)

પ્રકાશિત થા યેરૂસાલેમ,
એક બાળ જન્મેલો બેથલેહેમ;
આલ્લેલુયા!
ગભાણ માંહે બાળ સૂતાં,
જો! સદા તેનું રાજ રહેતાં;
આલ્લેલુયા! ...........૧.

એક તારો જોયો ચળકતાં,
ત્રણ માગી તેની સાથ જતાં;
આલ્લેલુયા!
તે વેગળા દેશથી આવ્યા રે,
દૂર મુકામ તેમનો સાબા છે;
આલ્લેલુયા..............૨.

તે અર્પે સોનું, ધૂપ ને બોળ,
તેમની પૂજામાં નથી ડોળ;
આલ્લેલુયા!
તે મારીઆને પણ નમે,
સ્વદેશ પાછા જતા સમે;
આલ્લેલુયા! ............૩.

થાય સ્તુતિ તને ઈસુ ખ્રિસ્ત,
ગભાણમાં કેવો મીઠો ઈષ્ટ;
આલ્લેલુયા!
ત્રીધન્ય દેવને માન આભાર,
હવેથી આજ ને બધા વાર;
આલ્લેલુયા ............૪.

## ૧૮. મારો પ્રભુ ઈસુજી અવતર્યો રે

મારો પ્રભુ ઈસુજી અવતર્યો રે, મુજ પાપીને તારણ કાજ–મારો ૧.
નીચ ગભાણે પ્યારો પોઢીઓ રે, શાન્તિ થાઓ જગમાં આજ–મારો ૨.
હાલા ગાએ માતા મારીઆ રે, હૈયા માંહ હર્ષ ન માય–મારો ૩.
આકાશેથી દૂતો આવીઆ રે, વેણ વિભોનું પુરણ થાય–મારો ૪.
દૂતે ભરવાડોને ખબર કહી રે, જનમ્યો રાય ખલકનો આજ–મારો ૫.
આવ્યા પૂર્વેથી માગી તાંહી રે. દાતા કેરી શોધને કાજ–મારો ૬.
નવીન તારો જોઈ ચાલીઆ રે, થંભ્યો જે ઠેકાણે રાય–મારો ૭.
વે'લા ગભાણ માંહ આવીઆ રે, જોયો બાળક ખોળે માય–મારો ૮.
મોટા હર્ષ ઉત્સવ પાળીઓ રે, અર્પ્યાં સોનું, બોળ, લોબાન–મારો ૯.
જયજ બાળો નર ને નારીઓ રે, દર્શન કરતાં દઈએ દાન–મારો ૧૦.

## ૧૯. મોટેથી હાલ ગીત ગાઓ (રેસોનેત ઈન લૌદીબુસ)

મોટેથી હાલ ગીત ગાઓ,
ધન્યવાદથી હરખાઓ,
ખ્રિસ્તને સૌ ભજનારાઓ;
પ્રસિદ્ધ થયો, પ્રસિદ્ધ થયો!
ખ્રિસ્ત તારાથી, મારીઆ!...૧.

હરખાઓ તમ છોકરાંઓ,
રાજાને સુગાન ગાઓ,
મોટે ઘાંટે પોકારો;
પ્રસિદ્ધ થયો, પ્રસિદ્ધ થયો!
ખ્રિસ્ત તારાથી, મારીઆ!...૨.

## ૨૦. રેસોનંત ઈન લૌદીબુસ (મોટેથી હાલ ગીત ગાઓ)

રેસોનેત ઈન લૌદીબુસ,
કુમ યુકુનદીસ પ્લૌસિબુસ,
સીઓન કુમ ફીદેલિબુસ;
આપ્પારૂઈત, આપ્પારૂઈત!
કવેમ જેનુઈત મારીઆ!......૧.

પુએરી કોનચીનીતે,
નાતો રેજી પ્સાલિતે,
વોચે પીઆ દીચીતે!
આપ્પારૂઈત, આપ્પારૂઈત!
કવેમ જેનુઈત મારીઆ!......૨.

## ૨૧. વધામણી

વધામણી શુભ વધામણી રે, જન્મ્યો જગતનો રાય
સારી વધામણી રે...... ટેક.

સીમમાં વસતા ભરવાડોએ, સુણ્યા દૈવિ પેગામ...સારી...૧.
બેથલેહેમ નાના ગામડે, જન્મ્યા તારણહાર ,, ૨.
દૂત દઈ આ સંદેશો રે, આવ્યા અન્ય અગણિત ,, ૩.
હર્ષ કરીને ગીત સૌ ગાએ, પ્રભુજી મહા પરમેશ ,, ૪.
પસંદ છે જે માનવીઓમાં, થાઓ શાન્તિ સૌ ઠામ ,, ૫.
દૂત સેનાઓ અલોપ થાતાં, દોડે ગયા ભરવાડ ,, ૬.
ઘાસ શય્યામાં બાળને દીઠું, પાસે વળી માબાપ ,, ૭.
ભજન કરીને પાછા વળીઆ, ગયા પોતાને ઠાગ ,, ૮
તારો નિહાળી માગી આવ્યા, માગતા યહુદી રાય ,, ૯.
રાજનગરમાં તારો છૂપ્યો, ગયા રાજાને ઘેર ,, ૧૦.
રાય બતાવો યહુદી કેરા, ઊગ્યો તારો અમ દેશ ,, ૧૧.
ખબરો જાણી હેરોદ ચોંક્યો, આખું નગર તે સાથ ,, ૧૨.
મુજ મહેલમાં જન્મેલ નવ કો, કહો, જડે સમાચાર ,, ૧૩.
તબેલે જઈ તારો થંભ્યો, સૂતેલા જ્યાં જગરાય ,, ૧૪.
દર્શન કરી નજરાણાં દીધાં, કંચન, લોબાન, બોળ ,, ૧૫.
પ્રભુના દૂતે કહ્યું માગીને, જશો ન હેરોદ પાસ ,, ૧૬.
રાહ જોઈને હેરોદ થાક્યો, આવ્યા ન પાછા રાય ,, ૧૭.
અનર્થ કીધા હેરોદ રાયે, બચી ગયા ઈસુ બાળ ,, ૧૮.

# તપઋતુ



## ૨૨. ઇસુ મુજ દેવ

ઇસુ મુજ દેવ! જુઓ આવ્યો દિન આ,
જેમાં નામું પાપોથી હું ફરવા......૧.

મુજ માફ કર, ઓ ઇસુ. તુજ રે'મની અર્જ કરૂં, } ૨ વખત.
ફરીથી ગુસ્સે નહિ કરૂં.
હા, નહિજ કરૂં!.........ટેક.

કાજે મુજ જીવ, તુજ લોહીનું મૂલ હતુ.
તેથીજ સૌ કાળ નાશ થવા ના દે તું...મુજ...૨.

જુઓ, તુજ પાય, હું નમતો આંસુભર,
માગું હું માફ અશ્રુમતીની પેર...મુજ...૩.

## ૨૩. અમર ના થયા

*લલિત*

અમર ના થયા વિશ્વમાં રહી, સહુ જનો ગયા દુઃખને સહી.... ૧.
મરણુકાળ તો આવશે નક્કી, ઉગરવા તણી રાખ ના વકી.... ૨.
ચક્કર કાળનું વિશ્વમાં ફરે, ઝપટ લાગતાં માણુસો મરે.... ૩.
સમર ઝૂઝતા વીર તો ગયા, અમર નામના રાય ના રહ્યા ... ૪.
જીવન તુજનું જૂજ છે અરે, પરંતુ માનવી પાપ તું કરે.... ૫.
અસત કામ તો જે જનો કરે, નરક ખાઈમાં ગંધકે બળે.... ૬.
જર, જમીન ને જોરૂ ના લહે. ભવન, ભામની વિશ્વમાં રહે.... ૭.
અવર કામ તો સાથ આવશે, દમન, દાન તો કામ લાગશે.... ૮.
ભજ તું ભાવથી દેવને અરે, અમર આતમા તુજ ના મરે.... ૯.
જરૂર નાશ તો તુજનો થશે, કર સુકર્મ તો સુખમાં જશે....૧૦.
પતિત પ્રાણુ તો ખ્રિસ્ત એક છે, જગત નાથ ને દેવ તેજ છે....૧૧.
ઝટ તું ચેતીને, ઝાલ ખ્રિસ્તને, સકળ સુખ તે આપશે તને....૧૨.

## ૨૪. ઓ દયાળુ ને રહેમી દેવ

ઓ દયાળુ ને રે'મી દેવ, મારા પર દયાથી જો !
પિતા તને કહેવા દે, આવું છું તુજ પાસ હું તો......૧.

ઇસુ દેવ, માગું છું દયા વ્યર્થ ન જાય, પ્રાર્થ કાન તું ધર.
સઘળાં મુજ પાપ ધિક્કારૂં છું, હવેથી હું રાખીશ ડર....ટેક.

મુજ પાપથી હું પાત્ર થયો, મોત અને અપાર દુઃખને,
રે સદા કાળ સુધી વળી, નરકના પણ સંતાપને...ઇસુ...૨.

મુજ પાપથી મેં ગુમાવ્યો છે, સ્વર્ગનો હક ને મુજ દાવો.
સદા સંતો જ્યાં આનંદી, પ્રેમ સાગરનો લે લા'વો...ઇસુ...૩.

જુઓ તારનાર રક્ત વે'વડાવતો, મરતો કાલવારી પરે,
મુજ પાપોએ જડયો તેને, છતાં તે મુજ કાજ મરે...ઇસુ...૪.

## ૨૫. ઓ ઈશ્વરા તેં સૃજ્યો મને

*હરિગીત*

ઓ ઈશ્વરા તેં સૃજ્યો મને શ્રેષ્ટ સૌ જીવો થકી,
મજ આતમા મૂળ પાપથી શુદ્ધ કીધો બાપ્તિસ્મા થકી;
પણ હાય હું પાપો કરી શેતાનને શરણે થયો,
વિભુ દયાળુ, પાપ મારાં માફ કર, છું પાપિયો.... ૧.

ઈર્ષ્યા, અભિમાન, પેટપૂજા, લોભ, ગુસ્સો, કામ, ને
આલસ્યથી ઉગારી, પિતા, દે સુગુણ બધા મને;
પાપે ઈસુને પીડા કીધું પ્રભુ અપમાન આકરૂં,
આધીન થયો હું નરકને, તો પાપ નહિ ફરી કરૂં... ૨.

તારા જ પુનિત નામથી સ્વીકાર યાજકને કરૂં,
દઢતાથી નિશ્ચય મુજનો દે, પ્રભુ, સારો આચરૂં;
ન્યાયી જણાવા હું ગુરુને અલ્પ પાપોને કહું,
પણ નીચ થઉં મા'પાપ રાખી, એ કરૂં, વિભુ, ન હું... ૩.

પ્યારા ઈસુ, મા મારીઆ, રક્ષકો વા'રે આવજો,
સેના શત્રુ શેતાનકેરી, લાલચથી બચાવજો;
મન, વચન, કર્મે પાપો કરી, જો મરૂં તો શી વલે,
ક્રૂસે ચઢેલા ઈસુ માગું, સાચવ મૃત્યુની પળે... ૪.

સુઆચરણ હું આચરૂં, મન, વચન ને કર્મોતણાં,
સુમરણ એવું દે પ્રભુ, પામું સુખો સ્વર્ગે ઘણાં;
બોજો કરી દૂર પાપનો, સુકૃતોનો સંચય કરૂં,
ઓ ઈશ જેથી દિન છેલ્લે, તુજને ચરણે ઠરૂં... ૫.

તૈયાર છે નરકાગ્નિમાં સૌ ઇન્દ્રીઓ કાજે દુઃખો,
દાતા ઈસુ કૃપાતણા, દૂર રાખ મજથી એ દુઃખો;
જોયું નથી કે સૂણિયું, કો અંતરે પેઠું નથી,
હું દીન માગું, પ્રભુ, અંતે તૃપ્ત કર એ સ્વર્ગથી... ૬.

હું હુસ્ત જોડી શીશ નામી, પાય લાગું દેવને,
હે એજ સુખ કે દુઃખમાં, હરનિશ કરું તુ સેવને!
પરમેશ્વર પિતા, પુત્ર સાથે, એ પવિત્ર આતમા,
ભવસાગરે ડગમગતો શુદ્ધ, રાખજો મજ આતમા!... ૭

## ૨૬. ખ્રિસ્ત ઈસુ મુઆ રે (૧૪ સ્થાન)

રાગઃ—પૂર્વ દિશા ચળકે રે

ખ્રિસ્ત ઈસુ મુઓ રે પાપી લોકોને તારવા......ટેક.

દુઃખ તણા ડુંગરાઓ આખાયે જગ સાટે, આખાયે જગ સાટે
ખેડિયા છે હેતે રે પાપી લોકોને તારવા.............

નિરપરાધી હલવાને અન્યાયો સાંખીને, અન્યાયો સાંખીને,
મૃત્યુદંડ લીધો રે પાપી લોકોને તારવા...... .....

વજનદાર ક્રૂસને રે ચાલ્યો તુ ઉંચકી, ચાલ્યો તું ઉંચકી,
ખુશી થકી ખાંધે રે પાપી લોકોને તારવા...........

ક્રૂસતણા ભારથી રે નિર્બળ તું થઈને, નિર્બળ તું થઈ ને,
પે'લી વાર પડયો રે પાપી લોકોને તારવા...........

માના મળાપ વખતે હૃદય મા પુત્રનાં, હૃદય મા પુત્રનાં,
દુઃખથી વિંધાયા રે પાપી લોકોને તારવા...........

ક્રૂસને ઉંચકવામાં જીરેનના સીમોને, જીરેનના સીમોને;
સા'યતા આપી છે રે પાપી લોકોને તારવા,..........

વેરોનિકા નામની પ્રીતિવાન બાઈએ, પ્રીતિવાન બાઈએ,
લુછીઓ પસીના રે પાપી લોકોને તારવા...........

પાપતણા બોજે અતિ વધ્યાને કારણે, વધ્યાને કારણે;
બીજી વાર પડયો રે પાપી લોકોને તારવા...........

યેરૂસાલેમ કેરી રોતી નારીઓને, રોતી નારીઓને,
દિલાસો દીધો છે રે પાપી લોકોને તારવા............ ૯.

પહોંચતાં પહેલાં રે પડયો ત્રીજી વારે, પડયો ત્રીજી વારે,
કાલવારી પા'ડે રે પાપી લોકોને તારવા..........૧૦.

ઈસુ તણાં લુગડાંને કાઢયાં બળજોરથી, કાઢયાં બળજોરથી,
લાજ તેણે વેઠી રે પાપી લોકોને તારવા............૧૧.

કોમળ હાથે ને પગે ખીલા રે ઠોકીઆ, ખીલા રે ઠોકીઆ,
ક્રૂસ ઉપર જડાયો રે પાપી લોકોને તારવા............૧૨.

દુ:ખો કરપીણ દેઈ ક્રૂસ ઉપર જડેલો, ક્રૂસ ઉપર જડેલો,
ઈસુ મરણ પામ્યો રે પાપી લોકોને તારવા............૧૩.

ઈસુતણી લાસને રે ઉતારી ક્રૂસેથી, ઉતારી ક્રૂસેથી!
મૂકી માને ખોળે રે પાપી લોકોને તારવા............૧૪.

પૂજનીય લાસને રે વૈભવ ને માનથી, વૈભવ ને માનથી;
દાટી છે કબરમાં રે પાપી લોકોને તારવા............૧૫.

મોત પરે વિજય પામી ઊઠયો ત્રીજે દિને, ઊઠયો ત્રીજે દિને;
પછી ચઢયો સ્વર્ગે રે પાપી લોકોને તારવા............૧૬.

## ૨૭. જુઓ ધુમ્ર ગાંજા તણો સ્વાદ કેવો

ભુજંગી

જુઓ ધુમ્ર ગાંજા તણો સ્વાદ કેવો.
પીતાં મિષ્ટ ને દે પછી નાશ એવો;
બંધુ, પાપનો સ્વાદ એવોજ માનો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૧.

અહિફેન કાળું રંગે જો દીસે છે,
અને માનવી પ્રાણને તે હરે છે;
વળી તેહના દાસના હાલ ભાળો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૨.

ખરે પાપ છે ગુણુમાં તેનું કાળું,
અને આતમા, દેહને નાશવાળું;
દિલે પાપની દુષ્ટતાને વિચારો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૩.

ધીરેથી જંતુ ખેંતણાં મૂળ ઘાલે,
અને પાછળે દેહને ખાઈ નાખે;
રીબે રોગી તેથી અતિશે બિચારો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૪.

કૂડો પાપ કીડો તથા મૂળ ઘાલે,
અને આતમાને પૂરો ખાઈ નાખે;
પછી પ્રાણ રીબે નર્કે તે બિચારો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૫.

જુઓ આદમે દેવ આજ્ઞાજ તોડી,
અને પાપ કાજે સુખી વાડી છોડી,
વળી નર્ક મૃત્યુતણો દંડ પામ્યો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૬.

હતા દૂત કેવા સુખી ધામ માંહે,
ગયા એક પાપે સદા નર્ક માંહે;
બંધુ, પાપ શિક્ષા દિલે તો વિચારો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૭.

પુરા શુદ્ધ રે'તાં ઘણાં કષ્ટ આવે,
અને આતમા, દેહને તે સતાવે;
ખરે તેજ કાજે પુરી ધીર ધારો,
જતાં પાપી પંથે સુવિચાર લાવો...૮.

## ૨૮. દુઃખે ખ્રિસ્તની મા ભરેલી (સ્તાબાત માતેર)

દુઃખે ખ્રિસ્તની મા ભરેલી,
ક્રૂસની પાસે સ્થિર રહેલી,
દીકરો છતાં મરણતોલ.... ૧.

જો મા ખિન્નતા શોકથી ભાગી,
તેના જીવને વેદના લાગી,
તરવાર જેવું દુઃખ વીંધતાં... ૨.

કેવી દિલગીર કેવી દુઃખી !
આગળથી જે એવી સુખી,
એકનાએક દીકરાની મા... ૩.

એ તો રડી અને રોઈ,
ભાવિક માએ જ્યારે જોઈ,
નિર્દોષ પુત્રની સજા... ૪.

એવી શોકાતુર થએલી,
ખ્રિસ્તની મા દુઃખમાં રહેલી,
તેની સાથે કોણ ન રોત !... ૫.

શોકે ખ્રિસ્તની મા ડૂબેલી,
ખ્રિસ્તની સાથે દુઃખ પામેલી,
ઉદાસ મનમાં કોણ ન થાય... ૬.

આપણા પાપથી એમ મરાયો,
ઈસુ કોરડાથી વરાયો,
માએ તેને દીઠો છે... ૭.

ક્રૂસ પર તે એકલો રહેલો,
દુઃખમાં તેણે પ્રાણ છોડેલો,
માએ પુત્રને જોયો... ૮.

ઇશ્વિર ખ્રિસ્ત પર પ્રીતિ રાખવા,
તેને ફક્ત આનંદ આપવા,
મારૂં હૃદય બળતું કર... ૯.

એકલા ખ્રિસ્તને હું વિચારૂં,
તેને ખુશી કરવા સારૂ,
એવી પ્રીતિ તું સળગાવ...૧૦.

ખ્રિસ્તની પીડા ખ્રિસ્તનું મરણ,
મનમાં તેનું મીઠું સ્મરણ,
એ ઉપજાવ, પવિત્ર મા...૧૧.

દીકરો જે ઘાયલ થએલો,
મારે સારૂ પીડાએલો,
તેના દુઃખનો ભાગ તું આપ...૧૨.

તારી સાથે પ્રેમથી રડવું,
ખ્રિસ્તની સાથે દુઃખી થવું,
એવી કૃપા મને આપ...૧૩.

ક્રૂસની પાસે ઊભો હોઉં,
તારી સાથે તે પર જોઉં,
એવી મારી ઇચ્છા છે...૧૪.

ઓ કુંવારીઓની કન્યા,
ખરે, કડવી નહિ, પણ ધન્યા
તારી સાથે રોવા દે...૧૫.

ખ્રિસ્તની સાથે ક્રૂસ પર ચઢવું,
જુદા તેનાથી ન પડવું,
વેહની સેવા કરવા દે...૧૬.

ખ્રિસ્તના દુઃખથી દુઃખ ભરેલો,
ક્રૂસના પ્રેમથી પીડાએલો,
તેનું લોહી પીવા દે...૧૭.

નરકમાંથી બચાવેલો,
તારાથી રક્ષણ કરેલો,
હે કુંવારી એવું કર...૧૮.

મારે જો વિદાય થવાનું,
તો મારીઆને જોવાનું,
એવું સુખ ખ્રિસ્ત મને દે...૧૯.

મારા દિલથી આત્મા છોડે,
ઇદિન વાડીમાં તે દોડે,
તેમાં વૈભવ સદા લે...૨૦.

## ૨૯. સ્તાબત માતેર (દુઃખે ખ્રિસ્તની મા ભરેલી)

સ્તાબત માતેર દોલોરોસા,
યુક્ષતા ક્રૂચેમ લાક્રીમોસા,
દુમ પેન્દેબાત ફીલીઉસ. ......૧.

કુયુસ આનિમામ જેમેન્તેમ,
કોન્ત્રીસ્તાતામ એત દોલેન્તેમ,
પેરત્રાન્સીવીત ગ્લાદીઉસ. ......૨.

ઓ કવામ ત્રીસ્તીસ એત આફ્લીક્તા,
ફુઇત ઇલ્લા બેનેદીક્તા,
માતેર ઉનિજેનિતી. ...... ૩.

કવે મેરેબાત એત દોલેબાત,
પીઆ માતેર દુમ વિદેબાત,
નાતી પેનાસ ઇન્કલીતી. ...... ૪.

ક્વીસ એસ્ત હોમો ક્વી નોન ફ્લેરેત, ક્વીસ નોન પોસ્સેત કોન્ત્રીસતારી,
માત્રેમ ખ્રિસ્તી સી વીદેરેત, ખ્રિસ્તી માત્રેમ કોન્તેમ્પ્લારી,
ઈન તાન્તો સુપલીચીઓ......૫. દોલેન્તેમ કુમ ફીલીઓ...... ૬.

પ્રો પેકાતીસ સુએ જેન્તીસ,
વીદીત યેસુમ ઈન તોરમેન્તીસ,
એત ફ્લાજેલ્લીસ સુબદીતુમ....૭.

## ૩૦. પતિતોદ્ધાર ઈસુએ

ગઝલ

પતિતોદ્ધાર ઈસુએ પતિતને આપવા સુખો;
પડીને દુષ્ટના હાથે સહ્યાં છે કારમાં દુઃખો......૧.

જઈને વાડીમાં સાંજે સ્મર્યો છે બાપને પ્યારા;
અતિ સંતાપની સાથે વહી ત્યાં રક્તની ધારા......૨.

ભરેલો પાપનો પ્યાલો પીતાં થૈ આપદા ભારી;
પિતાને પ્રાર્થતાં બોલ્યો પૂરણ થાઓ ઇચ્છા તારી......૩.

ઘડી દુઃખો તણી જાએ સિપાઈ બાંધીને ચાલ્યા;
પિલાતુસ પોન્સના ન્યાયે અતિશે કોરડા સહ્યા......૪.

કરી પીલાતુસે ઈન્સાફ બારાબાસને છોડયો;
વિના વાંકે ગણી ખોટો મરણના દંડમાં જોડયો......૫.

પહેરી જાંબુડી વસ્ત્રો બરૂનો દંડ લૈ હાથે;
ઘણી ઠઠ્ઠા સહી પે'ર્યો મુગટ કાંટા તણો માથે......૬.

ઘણેરો માર માર્યાથી શિરે કાંટા ઘણા ખૂંચ્યા;
યહુદી આંખ બાંધીને તમાચા મારતાં થૂંકયા......૭.

લદાયો પાપના ભારે રિબાયો અંગના સાંધે;
પડી ઊઠી ઘણી વારે ઉઠાવ્યો ક્રૂસને ખાંધે......૮.

ખીલા ખાધા પગે, હાથે, હદે ભાલાથી વિંધાયો;
જગતનાં પાપને સાટે અધર ઇસુજી ટિંગાયો...... ૯.

ચઢેલો ક્રૂસ પર જોઈ કરે ઠઠ્ઠા જનો ઝાઝા;
પ્રભુના સુત નીચે આવ યેહુદી તણા રાજા......૧૦.

ક્ષમાને યાચતાં બોલ્યો દયાળુ બાપ ઓ મારા;
મુખેથી બોલ શા બોલે જનો જાણે ન કે'નારા......૧૧.

અંતિમના દુ:ખમાં ડુબી કીધા પોકાર પિતાને;
તજિયો પુત્રને શાથી અર્પું છું મુજ આત્માને......૧૨.

## ૩૧. પાપી જનોને તારો રે (હીઅસ ઈ રે)

પાપી જનોને તારો રે, ઇસુજી પ્યારા પાપી જનોને તારો...ટેક.

છેલ્લો દિન ભયંકર લાગે, તેમાં જગત બળે જો આગે;
ક્રોધ તણો એ દા'ડો દા'ડો રે......ઇસુજી.........૧.

આવશે ઇસુ ન્યાય લેવા રે, ઇન્સાફ કરશે કઠિન ત્યારે;
ગાત્ર બને ભંગ મારાં મારાં રે......ઇસુજી.........૨.

શ્મશાનમાં રણશિંગું વગાડી, દૂતો સહુને કે'શે જગાડી;
ગાદી આગળ આવો આવો રે......ઇસુજી.........૩.

અચરત મૃત્યુ તવ થાશે રે, લવાય ન્યાયાધીશ કને રે;
જીવાડી સૌ મૃતો મૃતો રે......ઇસુજી.........૪.

નિયમકેરા પુસ્તક માંહે, સમાય સઘળું તેની જ માંહે;
તેથી જગતનો ન્યાય થનારો રે......ઇસુજી.........૫.

ઇન્સાફ કરનાર આવશે તે, માલમ પડશે, ગુપ્ત હશે તે;
શિક્ષા વિના કોઈ નવ રે'નારો રે......ઇસુજી.........૬.

ન્યાયી માણસ ધ્રૂજે જ્યારે, હિસાબ શો ત્યાં મારો ત્યારે?
ભાગ્યે થવાય સારો સારો રે......ઇસુજી.........૭.

મા' મહિમાના રાજા આવે, વિના મૂલ્યે તે ખરે બચાવે;
મોક્ષ કરો ઇસુ મારો મારો રે .....ઇસુજી.........૮.

પ્રિય ઇસુ રાખો સંભારણુ, તમ દુઃખ કેરૂં હું છું કારણુ;
નાશ થવા ન દો મારો મારો રે......ઇસુજી.........૯.

મને શોધતાં થાકી ગયા તમ, ક્રૂસ પર લટકી તારક થયા તમ;
વ્યર્થ ન જાય, એ દુઃખો દુઃખો રે......ઇસુજી.........૧૦.

આપ પ્રતાપે છેલ્લા ન્યાયે, વાજબી ઇન્સાફ ખરે અપાએ;
દાન ક્ષમાનું દેજો દેજો રે......ઇસુજી.........૧૧.

અપરાધી સમ રડતો હું રે, દુઃખે મુજ મોં લજવાતું રે;
ઉદ્ધાર તમથી મારો મારો રે......ઇસુજી.........૧૨.

અશ્રુમતીને ક્ષમાજ દીધી, ચોરની ભક્તિ મનપર લીધી;
વધ્યો વિશ્વાસ મારો મારો રે......ઇસુજી.........૧૩.

પ્રાર્થ નથી રે લાયક મારી, પણ નરકથી લેજો ઉગારી;
કરો મને સુખીઆરો સારો રે......ઇસુજી.........૧૪.

ઘેટાં માંહે જગ્યા આપો, જમણે હસ્તે મુજને સ્થાપો;
બકરાંથી દૂર રાખો રાખો રે......ઇસુજી.........૧૫.

દૂર કરો શ્રાપિતો જ્યારે અને નરકમાં નાખો, ત્યારે
મુજને સુખમાં તેડો તેડો રે......ઇસુજી.........૧૬.

નમ્ર-દીન હું પ્રાર્થ કરૂં છું, આત્મા-દેહે ધૂળસમ હું છું;
અંતે ચિન્તા રાખો રાખો રે......ઇસુજી.........૧૭.

છેલ્લે દિને દુઃખ તો પડશે, પાપી બધા ધૂળમાંથી ઊઠશે;
ન્યાય થશે તવ છેલ્લો છેલ્લો રે......ઇસુજી.........૧૮.

સઘળા રંક-પતિત આત્માઓ, ખ્રિસ્ત ઇસુજી તમે બચાવો;
શાન્તિ સુખમાં લાવો લાવો રે......ઇસુજી.........૧૯.

## ૩૨. ઓ ઈસુ ખ્રિસ્ત ક્રૂસ પર ચડાવેલા (પાંચ પવિત્ર વેહ)

ઓ ઈસુ ખ્રિસ્ત ક્રૂસ પર ચડાવેલા,
તારા જમણા હાથના પવિત્ર વેહથી,
અમો પર દયા કર.........૧.

ઓ ઈસુ ખ્રિસ્ત ક્રૂસ પર ચડાવેલા,
તારા ડાબા હાથના પવિત્ર વેહથી,
અમો પર દયા કર.........૨.

ઓ ઈસુ ખ્રિસ્ત ક્રૂસ પર ચડાવેલા,
તારા જમણા પગના પવિત્ર વેહથી,
અમો પર દયા કર.........૩.

ઓ ઈસુ ખ્રિસ્ત ક્રૂસ પર ચડાવેલા,
તારા ડાબા પગના પવિત્ર વેહથી,
અમો પર દયા કર.........૪.

ઓ ઈસુ ખ્રિસ્ત ક્રૂસ પર ચડાવેલા,
તારી કુંખના પવિત્ર વેહથી,
અમો પર દયા કર.........૫.

## ૩૩. પ્રભુજી, ભવસાગરથી તારો

પ્રભુજી, ભવસાગરથી તારો,
ભવસાગરથી તારો, પ્રભુજી, ભવસાગરથી તારો.......ટેક.

પળ પળ પાપ કરી પસ્તાઈએ,
એજ સ્વભાવ અમારો, પ્રભુજી,
પ્રભુજી, એજ સ્વભાવ અમારો, પ્રભુજી, ભવસાગરથી તારો....૧.

અલ્પ અમોને કંઈ ન સૂજે,
ઉગરવાનો આરો, પ્રભુજી,
પ્રભુજી, ઉગરવાનો આરો, પ્રભુજી ભવસાગરથી તારો....૨.

અધમ ઉદ્ધારક છો અવિનાશી,
વિશ્વાસ ભારી તમારો, પ્રભુજી,
પ્રભુજી, વિશ્વાસ ભારી તમારો, પ્રભુજી, ભવસાગરથી તારો....૩.

સા'ય સબળ જો હોય તમારી,
તો કંઈ થાય સુધારો, પ્રભુજી,
પ્રભુજી, તો કંઈ થાય સુધારો, પ્રભુજી, ભવસાગરથી તારો....૪.

પાપી જનોની અરજ સૂણીને,
પ્રભુજી, પાર ઉતારો, પ્રભુજી,
પ્રભુજી, પ્રભુજી, પાર ઉતારો, પ્રભુજી, ભવસાગરથી તારો....૫.

## ૩૪. બીક લાગે છે

બીક લાગે છે નરક વિચારી, નરક વિચારી;
લાગે ભયંકર મને એ ભારી, બીક લાગે છે......ટેક.

નરક મનાએ આગે ભરેલું;
તૈયાર દુષ્ટો કાજે કરેલું......૧.

નર્કની શિક્ષા છે ઘણી મોટી;
દેવની એ સર્વકાળિક સોટી...૨.

અગ્નિ વિના બીજું દુઃખ મોટું;
પ્રભુથી રે'વું સદા વિખુટું......૩.

શિક્ષા નરકની સદા રે'વાની;
તેની સમાપ્તિ કદી ના થવાની. ૪.

દેવની સામે થએલો સ્વર્ગે;
રાજ્ય લુસીફેર ચલાવે નર્કે...૫.

હુકમો દે તે તેના ભુતોને;
દુઃખ દેવાને જન શ્રાપિતોને;...૬.

મા' પાપમાં જે જન મોત પામે;
તેને પ્રભુજી નર્કમાં વામે........૭.

જે મનોવિકારને છૂટ આપે;
નર્કે પડે તે દેવના શાપે......૮.

વળી જેને શેતાન ફસાવે;
ખેંચાઈ તે પણ નર્કમાં જાએ....૯.

શેતાન શત્રુને હાર આપી;
રક્ષો વિભુજી, જન સર્વ પાપી...૧૦

પ્રભુજી માફ કરો મુજ પાપો;
રંક પાપીને આશિષો આપો...૧૧.

સ્વર્ગની ઇચ્છા મુજમાં જગાવો.
ભયંકર નરકાગ્નિથી બચાવો...૧૨.

## ૩૫. મરણ આવતાં શું અરે થશે

*લલિત*

મરણ આવતાં શું અરે થશે? શરીર પ્રાણનો સાથ તૂટશે......૧.
શરીર ધૂળમાં ધૂળ તો થશે, પરંતુ આતમા ન્યાયમાં જશે......૨.
અદ્દલ ન્યાય ત્યાં તેહનો થશે, શરમ લેશ ના ઇશ રાખશે......૩.

જીવન-કર્મનો તોડ ત્યાં થશે, ફળ-સજા પછી દેવ આપશે......૪.
સ્વરગ ત્યાં અને મોક્ષ-આગ છે, વળી ત્રીજી જગા નર્ક આગ છે......૫.
ત્રણ જગા થકી યોગ્ય જે હશે, જરૂર આતમા તેહ પામશે......૬.
સુખ અથાગ છે સ્વર્ગમાંય રે, કસર છે નહિ કંઈ ત્યાંય રે......૭.
વિભવ, મોજ ને સુખ ત્યાં ઘણાં, અનુપ સંપ ને શાન્તિ છે ઘણાં......૮.
કરી સુકર્મ જે મોત પામશે, સ્વરગ સુખમાં તે નક્કી જશે......૯.
જન પતિતને દે કૃપા ઘણી, સ્વરગમાં તમો લો પ્રભુ ધણી.....૧૦.
કઠિન આગ છે મોક્ષની ખરે, પતિત આતમા શુદ્ધ ત્યાં બને.....૧૧.
કલંક અલ્પને માટ ત્યાં અરે, અગનમાં દુઃખો વેઠવાં પડે.....૧૨.
મરણ પામશે અલ્પ પાપમાં, જરૂર તે જશે મોક્ષ-આગમાં.....૧૩.
મનુષ જાય કો મોક્ષ-આગમાં, ઝટ, પ્રભુજી, લો, આપ, સ્વર્ગમાં.....૧૪.
નરકમાં દુઃખો એટલાં પડે, સ્મરણ લાવતાં ધ્રાસકો પડે.....૧૫.
વ્યથિત ઇન્દ્રિયો ત્યાં થશે સદા, અવર પામશે, દુઃખ, આપદા.....૧૬.
મનુષ જે મહા પાપમાં મરે, નરક આગમાં તે સીધો પડે.....૧૭.
પ્રભુ જવા ન દો કોઈ ને કદી, અરજ હું કરૂં પાયમાં પડી.....૧૮.

## ૩૬. માફ કર

માફ કર, ઓ મુજ ઇસુ,
માફ કર, ફરી માગું,
દયા, ઓ દયાળુ,
દયા તથા ક્ષમા (૨)... ટેક.

પાપ મેં કર્યું ઇસુ,
વાંક મારો સ્વીકારૂં,
ને દિલથી ધિક્કારૂં,
મુજ મોટો અપરાધ (૨)...૧.

અપાર હું છું દુઃખી,
દુઃખ મે તુજને આપ્યું,
તુજ દિલને દુભાવ્યું,
ઓ ઉત્તમ ભલાઈ (૨)...૨.

તને મેં ક્રૂસ ઉપર,
લટકાવ્યો ખીલાથી,
ને નિર્દય ભાલાથી,
માર્યો તુજને મેં (૨)...૩.

## ૩૭. વે'લા વે'લા પ્રભુ પાસે આવો (પાપસ્વીકાર પહેલાં)

વે'લા, વે'લા પ્રભુ પાસે આવો, પ્રાયશ્ચિત કરવા વે'લા આવો... ૧.
પવિત્ર આત્માની સહાય માગો, પૂરણ પ્રાયશ્ચિત ભાવે માગો... ૨.
માતા મારીઆની અરજ માગો, રક્ષક દૂતની રક્ષા માગો... ૩.
આજ્ઞાથી યાદ સૌ પાપો લાવો, હૃદયમાં તે પર દુઃખી થાઓ... ૪.
પ્રભુને કો' બહુ દુઃખી છું હું, નરકાગ્નિથી બહુ બીહું છું હું... ૫.
મારાં પાપોથી ઇસુ મૂઆ, દુઃખો વેઠીને ક્રૂસે મૂઆ... ૬.
કૃપા પ્રભુ તુજ છોડી દીધી, પ્રેમાળ બાપની નિંદા કીધી... ૭.
હે પ્રભુ, માફ કર મારાં પાપો, ધિક્કારું છું મુજ સર્વે પાપો... ૮.
દયાળુ દેવ દે કૃપા તારી, આવાં પાપો નવ કરીશ ફરી... ૯.
યાજક પાસે જઈ આશિષ માગો, પાપો સ્વીકારી માફી માગો...૧૦.
શરમ ને બીક સૌ કાઢી મૂકો, વિભુ બેઠા છે એ ના ચૂકો...૧૧.
જાણીને પાપ જો રાખ્યું બાકી, સાંકળ શેતાનની થાશે પાકી...૧૨.
પાપોમાં વધશે બીજું મોટું, માટે પ્રાયશ્ચિત ન કરશો ખોટું...૧૩.
સ્વીકાર બાપની શિક્ષા સૂણી, ભક્તિથી કરજો શિક્ષા પૂરી...૧૪.
બેડી શેતાનની તૂટી જાશે, સ્વર્ગનું બારણું ખુલ્લું થાશે...૧૫.
પ્રભુની ગોદમાં સદાય રે'શો, સ્વર્ગીય સુખનો લા'વો લેશો...૧૬.
પિતા, પુત્ર અને પવિત્રાત્મા, ત્રણેયને સોંપો શરીર આત્મા...૧૭.
ત્રૈક્ય પર્મેશનો આભાર માનો, આખા અંતરથી આભાર માનો...૧૮.

## ૩૮. સ્વામી પાપો મારાં તું માફ કરજે

સ્વામી પાપો મારાં તું માફ કરજે !......ટેક.

સ્વામી દુઃખી થાઉં છું મારા હૃદયે;
પાપ ઘણાં છે જીવનમાં મારા (૨) મુજ સામે દેખાય...સ્વામી...૧.

સ્વામી શિક્ષા ઉભી છે મારા આંગણે;
ફરી ફરી આ પાપો કરૂં તો (૨) પડું હું નરક માંય...સ્વામી...૨.

સ્વામી દુઃખો વેઠયાં છે તારા દીકરે;
રક્તપસિનો અંગે વહ્યો છે (૨) ફટકે ખાધો માર...સ્વામી...૩.

સ્વામી કાંટાળો તાજ પહેર્યો શીર પરે;
ખભે લીધેલા ક્રૂસે જડાયો (૨) વહી રૂધીરની ધાર...સ્વામી...૪.

સ્વામી યાદ કરૂં હું ઇસુનાં દુઃખને;
તેના પૂણ્યના એ રૂડા પ્રતાપે (૨) દયા તું કર દયાળ...સ્વામી...૫.

સ્વામી ઉત્તમ ને પ્રીતિવાળો બાપ તું;
ભૂલી જઈ તને પાપ કીધાં મેં (૨) નિંદા કરી અપાર...સ્વામી...૬.

સ્વામી કૃપા આપી ઘણી દીન દાસને;
ચલાવ સીધા સ્વર્ગના પંથે (૨) જેથી આવું તુજ પાસ...સ્વામી...૭.

## ૩૯. સ્વામી પાપનો પસ્તાવો કરૂં ખરે

સ્વામી પાપનો પસ્તાવો કરૂં ખરે,
સ્વામી મુજ જીવનના દોષો પરે.........ટેક.

પાપ મારાં કારણે ભયભીત હાલત છે ખરી;
જો મરૂં હું પાપમાં તો જાઉં નરકમાં બળી,
જેથી બીઉં ઘણેરો, હું મનમાં અરે......સ્વામી...૧.

પાપી કાજે થયો માનવ પિતા, પુત્ર, તુજનો;
જન્મ લઈ ગભાણ માંહે કીધો ઉદ્ધાર મુજનો,
ભ્રાતૃ પ્રેમ તેણે કીધો મારા પરે......સ્વામી....૨.

મૂકયો મુગટ કાંટાતણો મુજ અંગ પાપો થકી;
વળી મુજ મનોવિકારે, મારીઓ ફટકે નકી,
તેથી મુખ લજવાયું ઇસુનું ખરે......સ્વામી....૩.

ભાલો માર્યો જોરથી રકત ટપકયું કુંખથી;
ક્રૂરતા સઘળી સહેતાં મારી દે છે મુખથી,
હું તો રૂદન કરીને પસ્તાવું ખરે......સ્વામી....૪.

અધુરા કરવા પૂરા તુજ સુતને ક્રૂસે જડયો;
મુજ કાજે તે મરાયો ત્યાં લગી હું તો નડયો,
સ્વામી મારી તું દે ખ્રીસ્ત પૂણ્યો વડે......સ્વામી....૫.

હાય સારું વાળ્યું ન મેં મુજને ધિક્કાર રે;
નરકને વિચારતાં રે કાયા મારી થરથરે,
તેથી દીલડું મારૂં ઘણેરૂં રડે......સ્વામી....૬.

ઉત્તમ પ્રેમી બાપ તું પ્રીતિ કરે છે રાતદી;
પાપથી નિંદા કરી મેં તેથી ઘણો છું દુઃખી,
સ્વામી ફરીથી પાપ નહિ કરૂં હવે......સ્વામી....૭.

## ૪૦. હાય! હાલ શા થાશે જુવાનીઆ તારા

હાય! હાલ શા થાશે જુવાનીઆ તારા,
જરા વિચાર દીલમાં વીરા રે.....હાય!...ટેક.

પ્રભુ નામ કાદી ના સંભાર્યું, વિણ ભક્તિએ ઘણું ઉચ્ચાર્યું;
મૂર્તિપૂજન જરા તેં ન ખાળ્યું રે........હાય!...૧.

રવિવારે ધંધે ગયો દોડી, માતપિતા, ગુરુ દીધાં છોડી;
ભક્તિ વિના પ્રભુ પ્રીત તોડી રે........હાય!...૨.

મારી, કાપી અન્યને દુઃખ દીધાં, ભૂંડી ચાલે તેં દોષિત કીધાં;
પેટપૂજા કરી પીણાં પીધાં રે.........હાય! ...૩.
લૂંટ, ચોરી ને નુકસાન કરતો, મૂકી આરોપ જૂઠું ઉચરતો;
જરા પ્રભુની બીક નવ ધરતો રે.........હાય! ...૪.
પરનારી પર દાનત બગાડી, લોભ પરવસ્તુ ઉપર લગાડી;
તારૂં જીવન તેં નાખ્યું બગાડી રે.........હાય! ...૫.
ઠરાવેલ તે'વાર નવ પાળ્યા, દયાકૃતો વિના રવિ ગાળ્યા;
મિસ અને સાક્રામેન્ત ટાળ્યાં રે.........હાય! ...૬.
ઉપવાસ, પરહેજ ધિક્કાર્યાં, પાપ યાજક કને ન સ્વીકાર્યાં;
ખ્રીસ્ત શરીર પાસ્ખાએ ન ગ્રહ્યાં રે.........હાય! ...૭.
લગ્ન સમય-રિવાજ તરછોડયો, બીક વિના કુમારગે દોડયો;
નીમ શ્રીસભા માતનો તોડયો રે.........હાય! ...૮.
દાન ધર્મની જાણી ન વાતો, દીધી પ્રભુના હુકમને લાતો;
તુજ લેખાં લેવાશે ત્યાં તો રે.........હાય! ...૯.
હજી સુધર આ સમય છે સારો, તુજ સર્વ પાપો તણો ભારો;
હરી લેશે ઈસુ તારનારો રે.........હાય! ...૧૦.

## ૪૧. હે દેવ દયા કર આપજી (મિસેરેરે)

રાગ:—વેરાવળ

હે દેવ દયા કર આપજી, તારી કૃપા પ્રમાણે;
નાખ ભૂંસી મુજ પાપને તારી રહેમ પ્રમાણે ...હે...૧.
મારા અન્યાયથી ધો મને, પાપો લે તું સંહારી;
કેમકે પાપ - ઉલ્લંઘનો આગળ છે નિત્ય મારી. ...હે...૨.
તારી, હા, તારી વિરુદ્ધ મેં કર્યું છે પાપ મોટું;
વળી કીધું છે મેં પાપીએ જે તુજ દૃષ્ટિમાં ખોટું. ...હે...૩.
તેથી જ જિયારે તું બોલે ત્યારે ઠરે તું ન્યાયી;
વળી તારા ન્યાયમાં ઠરે સાચો, નિર્દોષ, ન્યાયી. ...હે...૪.

ગર્ભે રહ્યો હતો, ત્યારથી છું પાપોના વલણમાં;
અને વળી જન્મ પામિયો હું અન્યાયીપણામાં. ...હે...૫.

માગે હૃદયની સત્યતા તું, દેશે જ્ઞાન કૃપાથી;
શુદ્ધ થઈશ હિમ કરતાંય ધોજે મને ઝુફાથી. ...હે...૬.

સુણાવ હર્ષ આનંદને તારો આનંદ કેવો!
એટલે જે હાડ ભાગ્યાં તે પામે આનંદ તેઓ. ...હે...૭.

મુજ પાપો ભણી જો નહિ, મારા ભૂંસ અન્યાયો;
શુદ્ધ હૃદય ઉપજાવીને આત્મા દૃઢ કર મારો. ...હે...૮.

તારી સન્મુખથી મુજને તું ના મૂકતો કાઢી;
તુજ આત્મા મુજ પાસથી લેતો નહિ તું કદાપિ. ...હે...૯.

તુજ તારણતણો હર્ષ દે પાછો મુજને પ્યારા;
ત્યારે ઉલ્લંઘન કરનારને મારગ શીખવીશ તારા ...હે...૧૦.

ખૂનના દોષથી કર છૂટો વિભુ તારણતણા હે;
એટલે જીભ મારી ગાશે તારા ન્યાયીપણાને. ...હે...૧૧.

હે પ્રભુ મારા હોઠને પ્રીતે દે તું ઉઘાડી;
એટલે મારૂં મુખ કરશે પ્રગટ પ્રશંસા તારી. ...હે...૧૨.

યજ્ઞથી તું રીઝતો નથી, નહિ તો અર્પત હું તે;
દહનીયાર્પણ પણ તને નથી હર્ષ દેતું તે. ...હે...૧૩.

છે રાંક મન, યજ્ઞો દેવના માટે ઈશ્વર પ્યારા;
નમ્ર ને રાંક હૃદયોને ના ધિક્કારીશ વ્હાલા. ...હે...૧૪.

કલ્યાણ કર તું સીયોનનું તારી કૃપા કરીને;
યેરૂસાલેમના કોટને તું તો બાંધ ફરી રે. ...હે...૧૫

ન્યાયીપણાના યજ્ઞોથી તું પામીશ આનંદ ત્યારે;
ગોધાનું અર્પણ તેઓ કરશે તારી વેદી પર ત્યારે. ...હે...૧૬.

# પાસ્ખા ઋતુ



## પુનરુત્થાન

### ૪૨. આનંદ આજે ઉરમાં ન માયે

આનંદ આજે ઉરમાં ન માયે, ઈસુ સજીવન થાય
રે નમું ઈસુ નાથને.........ટેક.

ત્રીજા દિવસના પરોઢીઆમાં, ધ્રુજે ધરતી અપાર... રે નમું. ૧.
પ્રતાપી રીતે થાએ સજીવન, ખ્રિસ્ત ઈસુ તે વાર... ,, ૨.
દૂતો સ્વર્ગથી આવ્યા અતિ ત્યાં, દેવા ઈસુને માન... ,, ૩.
કબર ઉપરથી પત્થર ખસેડી દૂતે લીધું ત્યાં સ્થાન... ,, ૪.
ચોકીદારો સૌ કંપી જ ઉઠ્યા, રૂપ જોઈ અદ્દભૂત... ,, ૫.
મુએલા જેવા થઈ રે જાતાં, થઈ ગયા બેશુદ્ધ... ,, ૬.
માગ્દાલેન ને મારીઆ જાએ, જોવા ઈસુની લાસ... ,, ૭.

સહિયરો સઘળી અને યોહાન્ના, કરવા ચાલી તપાસ... ,, ૮.
સુગંધી ચીજો આગલા દિનની, સાંજે કરી તૈયાર... ,, ૯.
ઇસુના શબને ચોળવા કાજે, ચાલી પરોઢ મોઝાર... ,, ૧૦.
વાતો કરતાં રસ્તે તેઓના, થાય ઉદાશી પ્રાણ... ,, ૧૧.
આપણે કાજે કોણ ઉઠાવે, કબર ઉપરનો પાણ... ,, ૧૨.
આવતાં સાથે કબર ઉઘાડી જોઈ પેઠી તે માંય... ,, ૧૩.
તપાસ કરી તો હાય! દેખાયું લાસ નથી તે માંય... ,, ૧૪.
દૂતો રૂપાળા આવી ત્યાં પોં'ચ્યા, બીહી ગઈ સૌ નાર... ,, ૧૫.
ઊઠયો છે બાઈ ક્રૂસે જડેલો, પ્રભુ ઇસુ તારનાર... ,, ૧૬.
જાઓ નારીઓ શિષ્ય તેના ને પીતરને દો જાણ... ,, ૧૭.
અતિ આનંદે શે'રમાં જઈ ને દીધી તેઓએ વાણ... ,, ૧૮.
તેઓની સાથે આપણે આજે, હરખ કરીએ આં'ય... ,, ૧૯.
ખ્રીસ્ત મા'રાજા ઊઠયો છે નક્કી, નથી તે ઘોરની માંય... ,, ૨૦.
શીશ નામીને અમો વિનવીએ, ઇસુ અમારા રાય... ,, ૨૧.
અમારા મોતની ઘડી સંભાળી, ઠેરવજો તમ પાય... ,, ૨૨.

## ૪૩. આલ્લેલુયા

આલ્લેલુયા, આલ્લેલુયા, આલ્લેલુયા.

પ્રભુ ઇસુ રાજા સ્વર્ગનો, મૃત્યુ પર આજ જયવાન થયો;
મૂએલામાંથી તે ઊઠયો......આલ્લેલુયા......૧.

શેતાન પર તે ફતેહ પામ્યો, તેના રાજ્યનો નાશ કર્યો;
સ્વર્ગનો દરવાજો ઉઘાડયો......આલ્લેલુયા......૨.

જે વેદ પહેલાં ચમકતા તે હાલ કેવા ચળકતા;
હાલ દૂતો તેને ગીત ગાતાં......આલ્લેલુયા......૩.

નિર્દોષ ઇસુ ખરો બલવાન, અમ પાપી કાજે દયાવાન
રક્ત વહેવડાવ્યું મૂલ્યવાન......આલ્લેલુયા......૪.

મૃત્યુ ને જીવન યુદ્ધે ચાલ્યાં, જીવનના રાજા મરતાં જીત્યા
ને પ્રતાપમાં હૈયાત થયા......આલ્લેલુયા......૫.

અમારા હે પ્રેમી ત્રાતા, તને અનંત થાઓ મહિમા,
અમે તે ગાઇશું સદા......આલ્લેલુયા......૬.

## ૪૪. ઊઠયો છે, આલ્લેલુયા, ખ્રિસ્ત

રાગઃ—ભૈરવી

ઊઠયો છે, આલ્લેલુયા, ખ્રિસ્ત!
દિન ત્રીજાના પરોઢીઆમાં, ઊઠયો ઇસુ ખચીત,
હરખથી ગાઓ તેને ગીત......ઊઠયો છે. ...ટેક.

ડંખ મરણનો નષ્ટ કરીને પામ્યો તે પર જીત,
થયો સજીવન પ્રતાપી રીતે દેવતણી એ રીત,
સિપાઇ બહુ થયા ભયભીત......ઊઠયો છે. ...૧.

માગ્દાલેના, મેરી સલોમા બાઇ હતી દુઃખિત,
મારીઆ સાથે કબરે પોંચી જોવાને શબ ખ્રિસ્ત,
પરંતુ નવ દીઠા ત્યાં ખ્રિસ્ત......ઊઠયો છે. ...૨.

દૂત વદ્યો શા માટે શોધો મૂતામાંય જીવિત?
ખ્રિસ્ત ઊઠયો છે કહ્યા બોલને ત્રીજા દિને પરિજ;
પ્રભુથી એવું થાય ખચીત......ઊઠયો છે. ...૩.

હવે કરો તમ સૌ ખ્રિસ્તીઓ, આશ ધરીને નિત,
આપણ સર્વે પણ મૃત્યુથી થઇશું એમ જીવિત,
ઇસુના ભક્ત થશે ચકિત......ઊઠયો છે. ...૪.

મનુષ્યપણું જડાયું સ્થંભે પાપ થયું પ્રજલિત,
ઇસુ ફરીથી નહિ મરવાનો વાત થઇ એ ખચીત;
ન થાઓ માટે ફરી પતિત......ઊઠયો છે. ...૫.

## ૪૫. ઊઠયો આજે ઈસુ રાય

ઊઠયો આજે ઈસુ રાય, ઉમંગ ઉરમાં ઉભરાય.........ટેક.

શાણી, ભાવિક નારીઓને સાથે સર્વે પ્રેરિતોને
ઈસુ કેરાં દર્શન થાય, ઉમંગ ઉરમાં ઉભરાય.........૧.

ઇમ્માસ ગામ જવાની વાટે ચાલ્યો શિષ્યોની સંઘાતે;
અંતે જમતાં તે પરખાય, ઉમંગ ઉરમાં ઉભરાય.........૨.

શિષ્યો ભેગા મળ્યા જ્યારે દ્વારો બંધ હતાં સૌ ત્યારે;
પ્યારો તેઓમાં દેખાય, ઉમંગ ઉરમાં ઉભરાય.........૩.

સઘળા શિષ્યોની સંઘાતે જમ્યો ખ્રિસ્ત ઈસુજી જાતે;
સૌને આશિષ દીધી ત્યાંય, ઉમંગ ઉરમાં ઉભરાય.........૪.

વસ્યો ચાળીસ દિવસ રાતે સર્વે માનવ લોકો સાથે;
ચઢયો વળતી વૈકુંઠ માંય, ઉમગ ઉરમાં ઉભરાય.........૫.

પાછો પધારશે ઈસુ તો સાથે લઈ પોતાના દૂતો;
અંતે કરવા સૌનો ન્યાય, ઉમંગ ઉરમાં ઉભરાય.........૬.

ન્યાયી સ્વરગમાં લેવાશે દુષ્ટો નરકમાં નંખાશે;
સદાય રે'વું પડશે ત્યાંય, ઉમંગ ઉરમાં ઉભરાય.........૭.

માટે પાપો સવ તજીએ ભાવે વિભુને ભજીએ;
બનવા સુખી વૈકુંઠ માંય, ઉમંગ ઉરમાં ઉભરાય.........૮.

## ૪૬. ક્રૂસ જેમાં જીત

ક્રૂસ જેમાં જીત, ખ્રિસ્ત તું મહાવીર,
હાલ જીવતું છે તારું શરીર;
આલ્લેલુયા ! આલ્લેલુયા !
આલ્લે- આલ્લેલુયા ! ......૧.

તું પ્રેમથી ક્રૂસ ઉપર ચડયો,
શેતાનની સામે તું લડયો;
આલ્લેલુયા ! આલ્લેલુયા !
આલ્લે- આલ્લેલુયા ! ......૨.

તું મરણ પર વિજય પામ્યો,
ડંખ તેમાંથી પણ તેં વાળ્યો;
આલ્લેલુયા! આલ્લેલુયા!
આલ્લે- આલ્લેલુયા! ......૩.

તેં આપી તારૂં લોહી અમૂલ,
દીધી પાપની માફી અતૂલ;
આલ્લેલુયા! આલ્લેલુયા!
આલ્લે- આલ્લેલુયા! ......૪.

હાલ તારા વેહ ચળકતા,
દિવ્ય તેજે તે સળગતા;
આલ્લેલુયા! આલ્લેલુયા!
આલ્લે- આલ્લેલુયા!......૫.

## ૪૭. ઓ સ્વર્ગની રાણી આનંદ કર (રેજીના ચેલી ચુબિલા)

ઓ સ્વર્ગની રાણી આનંદ કર,
હર્ષ કર, મારીઆ!
હર્ષ કર, ન દુઃખનું સ્મરણ ધર;
આલ્લેલુયા! વિનંતિ કર, મારીઆ. ૧.

તારા ઉદરથી જે જન્મ્યો,
હર્ષ કર, મારીઆ!
અમારૂં પ્રાયશ્ચિત તે થયો;
આલ્લેલુયા! વિનંતિ કર, મારીઆ. ૨.

જેમ આગળથી ઇસુ બોલ્યો,
હર્ષ કર, મારીઆ!
મુએલામાંથી તે ઊઠયો,
આલ્લેલુયા! વિનંતિ કર, મારીઆ. ૩.

દયાની મા અમ ઊઠીએ;
હર્ષ કર, મારીઆ!
ખ્રિસ્ત તારાથી અમ પામીએ;
આલ્લેલુયા! વિનંતિ કર, મારીઆ. ૪.

## ૪૮. રેજીના ચેલી ચુબિલા (ઓ સ્વર્ગની રાણી આનંદ કર)

રેજીના ચેલી ચુબિલા. ગૌદે મારીઆ;
યામ પુલ્ક્રા ચેન્દુત નુબિલા, આલ્લેલુયા!
લેતારે ઓ મારીઆ! .........૧.

ક્વેમ તેરીસ દીગ્ના જીગ્નેરે. ગૌદે મારીઆ;
વિવુસ રેસુર્જેત કુનેરે, આલ્લેલુયા!
લેતારે ઓ મારીઆ! .........૨.

સુન્ત ફ્રાકતા મોર્તીસ સ્પીકુલા, ગોદે મારીઆ;
યેસુ યાચેત મોર્સ મુગ્દીતા, આલ્લેલુયા, !
લેતારે ઓ મારીઆ ! .........૩.

## ૪૯. રેજીના ચેલી

રેજીના ચેલી લેતારે, આલ્લેલુયા !
કવીઆ કવેમ મેરૂઈસ્તી પોર્તારે, આલ્લેલુયા !
રેસુરેક્ષીત સીકુત દીક્ષીત, આલ્લેલુયા !
ઓરા પ્રો નોબીસ દેઉમ, આલ્લેલુયા !

# આકાશગમન

## ૫૦. પુત્ર પ્રભુ હાલ પુરા પ્રકાશે

ચરણાકુલ

પુત્ર પ્રભુ હાલ પુરા પ્રકાશે,
રે'વા સદાય પિતાની પાસે,
સંચર્યો સ્વર્ગ, આલ્લેલુયા !
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૧.

જીવિત હોતાં જીવન પાડે,
પ્રેરિત મધ્યે ધોળે દાડે,
ચઢયો ગગને, આલ્લેલુયા !
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૨.

સહુ જનોને આશિષ દેતાં,
મોટા વૈભવ વિજય લેતાં,
ઊડયો આભ, આલ્લેલુયા !
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૩.

હતા લીંબામાં પૂર્વજ કેદી,
તે સૌને સાથે લઈ તેડી,
વસ્યો વૈકુંઠ, આલ્લેલુયા !
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૪.

સ્વર્ગતણું દ્વાર થયું ખુલ્લું,
ઈનામ દેવાને માંમૂલું,
વિચર્યો વેગ, આલ્લેલુયા !
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૫.

સંતો સર્વે બહુ હરખાયા,
દૂત સંગીત–જય પોકાર્યા,
કીધા સ્તુતિ, આલ્લેલુયા!
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૬.

દિન આરંભાયા મહિમાના,
બેઠો જમણે હસ્ત પિતાના,
આવશે અંતે, આલ્લેલુયા!
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૭.

કર અંગીકાર સહુ જનોનો,
સાંભળ ઇસુ સાદ દીનોનો,
લેજે સ્વર્ગે, આલ્લેલુયા!
આલ્લે–આલ્લે–આલ્લેલુયા!...૮.

# પેન્તેકોસ્ત

## ૫૧. આવો આજે અંતર અમારામાં

આવો આજે અંતર અમારામાં ઓ આત્મા!
પેન્તેકોસ્તના પર્વે, પ્યારા પ્રભુ, પવિત્ર પૂજ્ય આત્મા! ......૧.

હૈયું મારું મંદિર તમારું જે સદાનું;
શણગારું હું આજે, વસો એમાં પવિત્ર પૂજ્ય આત્મા! ......૨.

હૈયાં દોડે પાપોના પંથે પળે પળે;
તેને અચળ, અમળ કરવા આવો પવિત્ર પૂજ્ય આત્મા!......૩.

હૈયાં હારે પાપી શેતાનની પરીક્ષામાં;
કરવા અડગ, નિડર ત્યારે આવો પવિત્ર પૂજ્ય આત્મા!......૪.

હૈયે હોળી પ્રગટી હોય જ્યાં પાપો કેરી;
બુઝાવી દેવા તે વેળા આવો પવિત્ર પૂજ્ય આત્મા! ......૫.

હૈયાં હોયે નિષ્ઠુર, મંદ અને શુષ્ક જે;
પ્રીતે તે પીગાળી દેવા આવો પવિત્ર પૂજ્ય આત્મા! ......૬.

હૈયાં હોયે ધર્મ કેથલિકથી જે અજાણ્યાં;
શિક્ષક થવા તેના હા, પધારો પવિત્ર પૂજ્ય આત્મા! ......૭.

શ્રદ્ધા, આશા, પ્રીતિ હું રાખું તમો પરે;
પૂરણ ભાવે ભજું આજે, સદા પવિત્ર પૂજ્ય આત્મા! ......૮.

તન, મન મારું, સોંપું છું તે સ્વીકારજો;
પવિત્ર ત્રૈક્ય દેવ પિતા, પુત્ર, પવિત્ર પૂજ્ય આત્મા! ......૯.

## ૫૨. પર્વ પેન્તેકોસ્તના રે

રાગ:—પૂર્વ દિશા ચળકે રે

પર્વ પેન્તેકોસ્તના રે પવિત્ર આત્મા આવજો,
કૃપા દાનો દઈને રે અમ અંતરમાંહે વસજો........ટેક.

પિતા અને પુત્રમાંથી નીકળનાર આતમા, નીકળનાર આતમા.
સંબોધક ખ્રિસ્તના રે સત્યના આત્મા આવજો!.........૧.

પ્રજા સર્વ ભાષા તણી શ્રદ્ધાના ઐક્યમાં, શ્રદ્ધાના ઐક્યમાં;
એકઠી કીધી છે રે પ્રીતિના આત્મા આવજો!.........૨.

દુનિયાને તુચ્છકારી, સ્વર્ગનેજ ચાહું રે, સ્વર્ગનેજ ચાહું રે;
એવી બુદ્ધિ દેવા રે બુદ્ધિના આત્મા આવજો !.........૩.

મર્મો સર્વ તારણ તણા, માનું હું સમજીને. માનું હું સમજીને;
આપવા અજવાળું રે સમજણના આત્મા આવજો!.........૪.

ભલું તથા ન્યાયી છે જે તેમાં હું ચાલું રે, તેમાં હું ચાલું રે;
ટાળવા ભુંડાઈ રે કૃપાળુ આત્મા આવજો!.........૫.

હૃદયોને દુઃખ માંહે શક્તિ બહુ આપીને, શક્તિ બહુ આપીને;
હરાવવા શત્રુને રે શક્તિના આત્મા આવજો!.........૬.

પૃથ્વીતણાં નશ્વર વાનાં નવ ચાહતાં જરાએ, નવ ચાહતાં જરાએ;
અર્પું હું તમ માનમાં રે નીતિના આત્મા આવજો!.........૭.

કરૂં સદા ખરા દિલે ભક્તિ હું તમારી. ભક્તિ હું તમારી;
દોરવા વિભુમાં રે ભક્તિના આત્મા આવજો!.........૮

શોણીત ને માંસ વાંધો વિભુની બીકથી, વિભુની બીકથી;
શુદ્ધતા દેવાને રે નિરંજન આત્મા આવજો!.........૯.

મહિમા હો અતિ તમને, વળી બાપ પુત્રને, વળી બાપ પુત્રને;
જુગોજુગ હોજો રે પવિત્ર આત્મા આવજો!.........૧૦.

## ૫૩. વેની ક્રેઆતોર સ્પીરિતુસ (આવ, આવ, ઓ સૃજનાર)

વેની ક્રેઆતોર સ્પીરિતુસ,
મેન્તેસ તુઓરૂમ વીસિતા,
ઈમ્પ્લે સુપેર્ના ગ્રાત્સિઆ,
ક્વે તુ ક્રેઆસ્તી પેક્તોરા...૧.

ક્વી દીચેરીસ પારાક્લીતુસ,
આલ્તીસ્સિમી દોનુમ દેઈ,
ફોન્સ વીવુસ ઈગ્નિસ કારિતાસ,
એત સ્પીરીતાલીસ ઉંક્તિઓ...૨.

દેઓ પાત્રી સીત ગ્લોરિઆ,
એત ફીલીઓ ક્વી આ મોર્તુઈસ,
સુરેક્ષિત આક પારાક્લિતો,
ઈનિ સેકુલોરૂમ સેકુલા........૩.

## ૫૪. આવ, આવ, ઓ સૃજનાર આત્મા આવ (વેની ક્રેઆતોર)

આવ, આવ ઓ સૃજનાર આત્મા આવ,
પ્રકાશ અમારા મનમાં લાવ,
તારાથી જે ઉત્પન્ન થયાં,
આપ અમને આકાશી દયા...૧.

તું જે સંબોધક કહેવાય,
પરમ પરમેશ્વરનું દાન મનાય,
ખરો ઝરો ને જીવતો આગ,
તું મનનું સુખ પ્રીતિનો બાગ...૨.

તુ કૃપાનું સાતગણું દાન,
ને બાપની આંગળી શક્તિમાન.
તું સ્વર્ગથી પણ આપેલું ધન,
સુબોધે પ્રેર અમારાં મન...૩.

અમારૂં મન પ્રકાશિત કર,
તેમાં રહે પ્રીતિનો વર,
અમારૂં દિલ ન થાકી જાય,
ને તારાથી તો બળવાન થાય...૪.

નર્કના જોરથી અમને બચાવ,
સાંકાળિક શાંતિ તું ફેલાવ,
તું અમને પાપથી શુદ્ધ કરનાર,
ને સર્વ ભયથી સંભાળનાર...૫.

પિતા પરમેશ્વર શક્તિમાન,
ને ઈસુ તારનાર દયાવાન,
ને તું જે તેમનો આત્મા છે,
તે અમને સદા માનવા દે...૬.

પરમેશ્વર બાપ ઉત્પન્ન કરનાર,
ને ઈસુ પુત્ર જીવાડનાર,
ને તું પવિત્ર આત્મા પણ,
તમ ત્રણે સદા મહિમાવાન......૭.

## ૫૫. હૃદયમાં હરનિશ રે'જે

હૃદયમાં હરનિશ રે'જે કૃપાળ પવિત્ર આત્મા......ટેક.

અજવાળું અદ્‌ભૂત તારૂં પ્રકાશે. રે'ઠાણ તુજનું ઊંચા આકાશે;
હૃદયને ભર તુજ તેજે કૃપાળ પવિત્ર આત્મા............૧.

સાચો અને શુદ્ધ દિલાસો તારો, હૃદયમાં આનંદ તું લાવનારો;
શ્રેષ્ઠ તું આશ્રય દેજે કૃપાળ પવિત્ર આત્મા............૨.

બલવંત વિરામ છે તું સંકટમાં, રક્ષક વફાદાર તું પરિક્ષણમાં;
પાપીની સંભાળ લેજે કૃપાળ પવિત્ર આત્મા............૩.

અહા ત્રિચૈન્ય તું દિવ્ય અજવાળું, તુજ કૃપાવિણ સર્વ ભયવાળું;
પૂર્ણ તું ઉજાસ દેજે કૃપાળ પવિત્ર આત્મા............૪

અશુદ્ધ હૃદયોને શુદ્ધ બનાવી, નાસ્તિકોને આસ્તિક બનાવી;
તેવાં હૃદયોમાં રે'જે કૃપાળ પવિત્ર આત્મા............૫

મગરૂર મનોને હેતે નમાવી, નિષ્ઠુર દિલમાં પ્રેમ પ્રગટાવી;
શિક્ષણ પ્રીતિતણું દેજે કૃપાળ પવિત્ર આત્મા.........૬.

સદ્‌ગુણ તણાં દાન અમને દઈને અમારૂં વિજયી મૃત્યુ કરીને;
વૈકુંઠ સુખધામ દેજે કૃપાળ પવિત્ર આત્મા............૭.

# પવિત્ર ત્રૈકયનો તહેવાર

## ૫૬. છો પ્રભુ ત્રૈકય વિશ્વપતિ

રાગ:—ભીમપલાસી

છો પ્રભુ ત્રૈકય વિશ્વપતિ હું રાખું શ્રદ્ધા દૃઢ અતિ,
હું રાખું આશા ને પ્રીતિ, તું દેજે મુજને સદ્‌ગતિ......ટેક.

સર્વશકિતમાન એકજ પ્રભુ,
એવું માની આ પ્રિય વિભુ,
આપું દિલથી માન રાખું શ્રદ્ધા અતિ...છો પ્રભુ......૧.

બાપ પુત્ર અને પવિત્ર આત્મા,
ત્રણેય એકજ દેવપણામાં;
પવિત્ર મર્મ ઉપર રાખું શ્રદ્ધા અતિ...છો પ્રભુ......૨.

પુત્ર પ્રભુ તે માનવ થયો,
દુઃખો સહીને ક્રૂસે મરાયો;
અખિલ જગને સાટ રાખું શ્રદ્ધા અતિ...છો પ્રભુ......૩.

ભલું કે ભૂંડું જે કૈં થાએ,
બદલો ન્યાયી તું તો આપાએ;
હોય ભલે રંક રાય રાખું શ્રદ્ધા અતિ...છો પ્રભુ......૪.

ખ્રિસ્ત ઇસુએ આ સભા સ્થાપી,
ઐક્ય દયાથી વિશ્વમાં વ્યાપી;
પવિત્ર મંડળી એક રાખું શ્રદ્ધા અતિ...છો પ્રભુ......૫.

સ્વર્ગીય કિરીટ લેવા કાજે,
માનું પાંચે બાબત આજે;
માનું વળી સદાય રાખું શ્રદ્ધા અતિ...છો પ્રભુ......૬

## ૫૭. તું પરમેશ્વર શક્તિમાન

તું પરમેશ્વર શક્તિમાન,
તારી સેવા કરીએ;
તારો મહિમા સ્તુતિવાન,
સ્વર્ગ ને પૃથ્વી થાય છે;
જેમ આદિએથી જીવતો,
તેમ સદા તું રહેતો...૧.

જે તને વખાણે છે,
કેરૂબીમ ને સેરાફીમ;
જે જે તને ભજે છે,
તેઓ ગાએ ઓ કરીમ;
સર્વ મહાદૂત બૂમ પાડે,
તું કેમ મોટો મોટો છે...૨.

## ૫૮. બાપ, પુત્ર અને પવિત્ર આત્મા

ચંદ્રાવલા

બાપ, પુત્ર અને પવિત્ર આત્મા, સદા હજો સ્તુતિવાન.
એકજ દેવ ત્રણેય માણીને, દે એ સ્વીકારી માન;
દે એ સ્વીકારી માન પ્રેરિતો,
ભવિષ્યવાદી, શહીદ, દૂતો;
સાથે ગાય પવિત્રો મહિમા,
બાપ, પુત્ર અને પવિત્ર આત્મા...............૧.

સુંદરતા સૌ શોભા રહી જ્યાં, શી અદ્‌ભૂત અપાર,
સઘળા વૈભવ માન તજીને અવતર્યો ઇસુ બાળ;
અવતર્યો ઇસુ બાળ ગભાણે,
ક્રૂસે જડાયો નીચ પ્રમાણે;
દ્વાર સ્વરગનું ઉઘડિયું ત્યાં,
સુંદરતા સૌ શોભા રહી જ્યાં...............૨.

પાપી જનો પર કૃપા કરીને, દયા કરી બેસુમાર,
કઠીન મોત તુરંગથી છોડી, પ્રીતે કીધો ઉદ્ધાર.
પ્રીતે કીધો ઉદ્ધાર અમારો,
હરી લીધો પાપતણો ભારો;
કષ્ટ દુઃખો ઇસુએ સહીને,
પાપી જનો પર કૃપા કરીને...............૩.

ઓ શક્તિમાન સ્તુતિય રાજા, શ્રેષ્ઠ ખરો બરચાડ,
અનંતકાળ તણા સુખ કેરૂં, ઇનામ તું દેખાડ;
ઇનામ તું દેખાડ અથાંતે,
ભાવે તને ભજીએ સદાએ;
જાળવીએ ત્યાં તારી માઝા,
ઓ શક્તિમાન સ્તુતિય રાજા...............૪.

# ખ્રિસ્ત સ્તોત્ર



## ૫૯. અમે ઇસુની રાજટુકડી

અમે ઇસુની રાજટુકડી,
ઇસુના પ્રેમમાં વધીશું;
તેની પછવાડે અમે ચાલીશું,
રાજ તેનું ફેલાવીશું......ટેક.

ઓ ઇસુ બાળ તું રાજેશ્વર,
તને દૂત સૈન્ય ભજે છે;
તું કીર્તિમાન ભૂપાળેશ્વર,
સૌ દેશો તારી સ્તુતિ કરે...૧.

ઓ ઇસુ બાળ શ્રેષ્ઠ આગેવાન,
તુજ ટુકડીની સલામ લેજે;
અમારું જીવન તારું દાન,
તને નિત્ય અર્પણ કરીએ...૨.

ઓ ઇસુ બાળ પ્રેમાળ અપાર,
હોમ વેદી પર બિરાજે છે;
સૌ માનવ ઉર ઓ જગ કિરતાર,
તું તારી પાસે દોરી લે...૩.

ઓ ઇસુ બાળ સ્વર્ગીય પોષણ,
સૌ સંકટમાં તું કૃપા દે;
અમારો પંથ તું કર રોશન:
કે તારે પગલે ચાલીએ...૪.

ઓ ઇસુ બાળ સર્વોત્તમ સ્નેહી,
દર પળે મને સંભાળજે;
મારાં વહાલાંને સહાય કરી,
પ્યારા ગુર્જરને શાંતિ દે...૫.

ઓ ઇસુ બાળના સ્નેહી જીવજાન,
ખ્યાત સ્તાનિસલાઉસ રક્ષક રહે;
અમારું દિલ થાય ભક્તિવાન,
અમ કાજ કૃપા ઇસુ પાસ માગજે...૬.

ઓ ઇસુ બાળના યશવંત જોધ,
સદ્‌ગુણમાં વૃદ્ધ થોડી વયે;
ઓ સ્તાનિસલાઉસ સૈનિક પ્રૌઢ,
અમોને તુજ સાથે જોડી લે...૭.

## ૬૦. આવ ઓ પ્યારા મસિહા (કાગ્મુન્યો પહેલા)

આવ ઓ પ્યારા મસિહા, મુજ દિલમાં આવ તું,
દિલ તડફડે છે તું વિના, ઇસુ તેમાં આવ તું ..........૧.

સત્ય અચૂક કીધું જાહેર, એ માનું મુજ મનમાં,
શ્રદ્ધા રાખું દૃઢ તે પર, છે તું સાક્રામેન્તમાં.........૨.

દૂતો સંતોના સંબંધે, રોટલીમાં તું રહે,
હું ભજું છું તેમાં તને, સ્વામી સરજનહાર હે!.........૩.

પ્રભુ ઉત્તમ પ્રીતિ યોગ્ય, ગુસ્સે કીધો મેં તને,
દુઃખી છું મુજ પાપો કાજે, હાય! ધિક્ક અતિ મને.........૪.

પાપી હોતાં આવવાને, રાખું હિંમત કેમ હું?
શબ્દ કેવળ એકથી શુદ્ધ, થશે આત્મા. બોલ તું.........૫.

પ્રીય ઇસુ ઓ દયાળુ, આવે છે મુજ પાસ તું,
તેથી કર પવિત્ર મુજને, એવી રાખું આશ હું.........૬.

મરતાં સુધી પ્રીત કરી તેં, ઇચ્છે આત્મા પોષવા,
તારી પ્રીતિને લીધે હું, ચાહું મરવા જીવવા.........૭.

આવ પ્યારા, આવ ઇસુ, મજ હૃદયમાં વાસ તું,
તારી કૃપામાં જોડ તે તારું કર હું દાસ છું.........૮.

## ૬૧. આવો સૌ ગાઇએ. (તારું રાજ્ય આવો)

આવો સૌ ગાઇએ, રાજા ખ્રિસ્તને ગાઇએ;

ઇસુ ખ્રિસ્ત રાજા. તારું રાજ આવે, }
તારું રાજ આવે, ઇસુ ખ્રિસ્ત રાજા. } .........ટેક.

(अ) ઇસુ ખ્રિસ્ત રાજા, દૂત સંતોનો રાજા તું,
(ब) ઇસુ ખ્રિસ્ત રાજા, સ્વર્ગનો છે રાજા તું;

(अ) રાજાધિરાજા. (ब) સર્વનો રાજા.
(अ) + (ब) રાજા સહનશીલ. ......ઇસુ ખ્રિસ્ત રાજા......૧.

( ) ઇસુ ખ્રિસ્ત રાજા, આ સંસારનો રાજા હો,
(ब) ઇસુ ખ્રિસ્ત રાજા, સૌ દેશોનો રાજા હો;
(अ) તારી અમ પ્રજા. (ब) દયાળુ રાજા.
(अ) + (ब) રાજા તું ખંતીલ. ...... ઇસુ ખ્રિસ્ત રાજા.......૨.

(अ) ઇસુ ખ્રિસ્ત રાજા, હિંદુસ્તાનનો રાજા હો,
(ब) ઇસુ ખ્રિસ્ત રાજા, ગુજરાતનો તું રાજા હો;
(अ) પ્રેમ તું ને શાતા. (ब) ઓ પ્યારા ત્રાતા.
(अ) + (ब) ત્રાતા અમારા. ...... ઇસુ ખ્રિસ્ત રાજા.......૩.

(अ) ઇસુ ખ્રિસ્ત રાજા, મારા દિલનો રાજા હો,
(ब) ઇસુ ખ્રિસ્ત રાજા, દિલનો કેવળ રાજા હો;
(अ) લે મુજ દિલ નશ્વર. (ब) પ્રેમી રાજેશ્વર.
(अ) + (ब) રાજેશ્વર મારા. ...... ઇસુ ખ્રિસ્ત રાજા.......૪.

## ૬૨. ઇસુ ગાજ્યા અતિ (યેસુ દુલ્ચીરિસમે)

ઇસુ ગાજ્યા અતિ,
ઝળકિત સિંહાસનથી,
ખોવાએલ ઘેટાં માટે,
પ્રેમે આવ્યો સાક્ષાત;
ઇસુ બહુ સહનશીલ,
ભરવાડ પૂરો ખંતીલ,
ખેંચ મુજને પાસે તું,
ને તુજ સાથ ચાલીશ હું ...૧.

ઇસુ શોભિત અપાર,
ઓ પ્રેમી પ્રાણાધાર,
સૂર્યથી અલૌકિક,
મધથી મીઠો અધિક;
માગું કૃપા તું આપ,
ને ભૂલેલાને માફ,
જિંદગીનો આવે અંત,
દે મુજને સુખ અનંત ...૨.

## ૬૩. યેસુ દુલચીસ્સિમે (ઈસુ ગળ્યા અતિ)

યેસુ દુલચીસ્સિમે,
એ ત્રેનો ગ્લોરિએ,
ઓવેમ દેપેદીંતામ,
વેનીસ્તી કવેરેરે;
યેસુ સુઆવીસ્સિમે,
પાસ્તોર પીદીસ્સિમે,
ઓ આદ તે ત્રાહે મે,
ઉત સેમ્પેર સેકવાર તે ...૧.

યેસુ પુલકેરિમે,
સ્પોન્સે સુઆવીસ્સિમે,
સાલે સેરેનિઓર,
એત મેલ્લે દુલચિઓર;
દા, કવેસો ગ્રાત્સિઆમ,
એર્રાન્તી વેનિઆમ,
પોસ્ત વિતે તેર્મિનુમ,
પેરેને ગૌદિઉમ ......૨.

## ૬૪. ઈસુ તુજ દિલ પ્યારૂં અપાર

ઈસુ તુજ દિલ પ્યારૂં અપાર,
અમોને પાપથી શુદ્ધ કરનાર,
ખરે તું પાપીનો આધાર,
ઈસુ તુજ દિલ પ્યારૂં અપાર...૧.

ઈસુનું દિલ અતિ બળવાન,
કીધું અમે તારૂં બહુ અપમાન,
ખરે તું પ્રીતિનો ભંડાર,
ઈસુ તુજ દિલ પ્યારૂં અપાર...૨.

ઈસુનું દિલ દયાળુ અપાર,
અમો પર કીધા બહુ ઉપકાર,
ખરે તું દીનતણો દાતાર,
ઈસુ તુજ દિલ પ્યારૂં અપાર...૨.

ઈસુનું દિલ સ્વરગનું દ્વાર,
અમોને વૈકુંઠે લેનાર,
ખરે તું પ્રતાપી છે અપાર,
ઈસુ તુજ દિલ પ્યારૂં અપાર...૪.

ઈસુના દિલનો થા ભજનાર,
કહું છું હસ્ત જોડી આ વાર,
ખરે તે આશ પુરી કરનાર,
ઈસુતુંજ દિલ પ્યારૂં અપાર...૫.

## ૬૫. ઇસુ પ્રભુ

ઇસુ પ્રભુ મુજ દેવ મુજ સૌ,
જેવો જોઈએ તુજ પર મમ પ્રેમ;
ને આદર આ અદ્‌ભુત દાનને,
બને પ્રભુ મુજથી એ કેમ?......૧.

મિષ્ટ સાક્રામેન્ત ભજીએ તને,
તુજ પ્રેમ વત્તો કરાવ અમને......ટેક.

પ્રિય રાજા ધરવાને પ્રેમ,
હોત જો મને મારીઆનું ઉર;
યશોગાન, ગુણ તારા ગાવા,
ભાવથી તે હું કરત ભરપૂર...૨.

હા, વેદી પર હાજર તું છે,
રાત દિવસ તું બળિદાન;
અવનિની માંય સૌ જન ભજો,
કે આપણું હોય સ્વર્ગ માંહે સ્થાન...૩.

## ૬૬. ઇસુ ભજો આ વાર

પદ-ધન્યાશ્રી

ઇસુ ભજો આ વાર, પ્યારા જનો ઇસુ ભજો આ વાર......ટેક.
ઇસુ છે સૌનો પ્રેમી ત્રાતા, તારણનો કરનાર......પ્યારા......૧.
ઇસુજી આવ્યો મરણ સહેવા, પ્રીતે પતિતોદ્ધાર......પ્યારા......૨.
તેથી જન સર્વે અરજ સૂણીને. ઝટ થાઓ તૈયાર......પ્યારા......૩.
ઇસુ ભજવાથી તારણ થાશે, નહિ તો નાશ થનાર...પ્યારા......૪.
વખત જાશે વિલંબ થાશે, તેથી ન કરશો વાર...પ્યારા......૫.
ઇસુજી જેવો દેવ નહિ કો, સહુનો સરજનહાર...પ્યારા......૬.

## ૬૭. ઓ ઇસુના અંતઃકરણ

ઓ ઇસુના અંતઃકરણ સાલસ તથા નમ્ર,
અમારૂં અંતઃકરણ તારા જેવું કર! (૩).

## ૬૮. ઓ ઇસુ તારે સારૂ હું (કોમ્મુન્યો પછી)

રાગ:—આવ ઓ પ્યારા મસિહા

ઓ ઇસુ તારે સારૂ હું જીવું ને મરી જઉં;
જીવન તથા મરણમાં રે સદા તારો છું જ હું......૧.

સર્વકાળિક સત્ય તું છે માટે રાખું છું શ્રદ્ધા;
છે દયાળ અત્યંત તું, તો આશ રાખું સર્વદા......૨.

ઓ ઇસુ તું સૌથી સારૂ, શ્રેષ્ઠ દ્રવ્ય છે ખરૂં;
તેથી હું આખાય મનથી તુજ પર પ્રીતિ કરૂં......૩.

ઓ ઇસુજી પ્રભુ, પર્મેશ આવે મારી પાસ તું;
એવા તુજ કૃપાને યોગ્ય ક્યાંથી પાપી-રંક હું?......૪.

ઓ પ્રિય ઇસુજી કીધું મારે સારૂ જેહ તેં;
બદલો કેવી રીતે તેનો વાળી આપું હું તને?......૫.

મારૂં શરીર, આતમા ને સર્વસ્વ અર્પું તને;
ઓ પ્રભુ શ્રીમંત તું દે જોઈતી કૃપા મને......૬.

ઉત્તમ ઇસુ તુજ દિલથી ધારા કૃપાની વહે;
તારી એ કૃપાની સાથે મારી પાસે તું રહે......૭.

બળવાન કર શકિત વડે મને સાક્રામેન્તની;
કર આશીર્વાદિત હમણાં ને પળે મુજ મોતની......૮.

દીનપણામાં અપું હું જે માન્ય કર ઇસુ પ્રભુ;
તેં દીધો પોતાને મને માટે સોંપું છું બધું......૯.

સોંપું તને દેહ જેથી શુદ્ધ ને પાવન બને;
આત્મા રહે પાપથી દૂર માટે સોંપું છું તને......૧૦.

સોંપું હૃદય મારૂં જેથી તુજ પર પ્રીતિ કરે;
તારો રહું જીવન મરણમાં તો જીવન સોંપું ખરે......૧૧.

"માગો અને તમને મળશે", એવું ઇસુ તેં કહ્યું;
તુજ વચન એ યાદ લાવી ઓ પ્રભુ તને કહું......૧૨.

પાપ મારાં ધો, ઇસુ તું અમૂલ્ય લોહી વડે;
દેહ—આત્માને શક્તિ દે પરીક્ષણ સામે લડે......૧૩.

સારૂં જીવન હું ગુજારૂં એવી કૃપા દે મને;
મોત પામું પવિત્ર હું લઈ સાક્રામેન્તને......૧૪.

દયા કરીને શ્રીસભા પર તેહને સંભાળ તું;
સર્વ ગરીબ પાપીઓને નર્કથી ઉગાર તું......૧૫.

મુજ માબાપ, ભાઈ બેનો સગાં વા'લાં, મિત્ર જે;
શત્રુ ને ઉપકારીઓને દુવા તારી આપજે......૧૬.

મોક્ષાગ્નિમાં આતમા જે છે પડેલા દુઃખમાં;
તેમને ઇસુ દયાળુ લે સ્વર્ગના સુખમાં......૧૭.

મારી સ્વતંત્રતા આખી ને સ્મરણશક્તિ જ લે;
મારી અક્કલ, મારી ઇચ્છા ને મારૂં સર્વસ્વ લે......૧૮.

સ્વેચ્છાએ રચના કર તું દીધું છે જે તેં મને;
બધું છે તારૂં જ વિભુ પાછું દઉં છું તને......૧૯.

મને કેવળ પ્રેમ તારો ને કૃપાઓ દે ઘણી;
બસ છે, એટલું જ મારે ઓ ઇસુ પ્રભુ ધણી......૨૦.

## ૬૯. ઓ ખ્રિસ્ત ઇસુ ઉત્તમ સારો

ઓ ખ્રિસ્ત ઇસુ ઉત્તમ સારો, તારી પાસે આવીએ,
તારી સેવા બધા વારો, બધું અર્પીને કરીએ;
ઠંડો નહિ પણ મહિમા, રોજ તારૂં વખાણ કરતાં,
તારી સ્તુતિ વગર સીમા કેવો હર્ખ અમે મરતાં!......૧.

માણુસોની સર્વે જીભો ભેગી મળી ઉંચ સ્વરે,
ખ્રિસ્તનું સ્તોત્ર સદા નિભો ગાયન હર્ષથી સૌ કરો!
આખી માણુસ જાતને માટે ક્રૂસ પર થયો બળિદાન,
હાલ અમારા જીવન માટે વેદી પર તું પ્રીતિવાન.......૨.

મજબૂત શ્રદ્ધા કર અમારી, દૃઢ અમારી આશા થાય,
મનમાં જીવે પ્રીતિ તારી. તેથી દૂર કદી ન જાય;
ઓ ઇસુ લાંબી સફરમાં સાથે રહી પોષણ કર,
સીધા ચલાવ કંટક ભરપૂર સ્વર્ગે લેનાર રસ્તા પર.......૩

## ૭૦. ઓ ખ્રિસ્તના આત્મા

ઓ ખ્રિસ્તના આત્મા પવિત્ર મને કર,
ઓ ખ્રિસ્તના શરીર બચાવી મને રાખ,
ઓ ખ્રિસ્તના લોહી હિંમત મને આપ,
ઓ ખ્રિસ્તની કુંખના પાણી ધોઈ મને નાખ......૧

ઓ ખ્રિસ્તની પીડા શક્તિ મને આપ,
ઓ ઉત્તમ ઇસુ મારૂં સાંભળ,
તારા ઘાવમાં સંતાડી મને રાખ,
તારાથી મને દૂર ન થવા દે............૨.

ભૂંડા વૈરીથી રક્ષણ મારૂં કર,
મરણના સમે તેડી મને જા,
તારી પાસે આવવા મને દે,
પવિત્રોની સાથે તારી સ્તુતિ કરવા મને દે,
જુગાજુગ, આમેન......૩.

## ૭૧. ઓ દિલ ઈસુના પ્રેમાળ

રાગઃ— ઊઠયો આજે ઈસુ રાય

ઓ દિલ ઈસુના પ્રેમાળ, આશિષ આપ તું આ વાર...ટેક.

તુજને સેવું છું હું પ્રેમે, કૃપા તારી દે તું રે'મે;
ઓ દિલ કૃપાના અંબાર, આશિષ આપ તું આ વાર...૧.

પાપી કાજે ઘણું જ સહ્યું, નિંદા વેઠી શાન્ત જ રહ્યું;
ઓ દિલ નમ્ર તું અપરંપાર, આશિષ આપ તું આ વાર...૨.

પાપો પ્રજાળવાને સારૂ, ભાલે તું વિંધાયું પ્યારૂં;
ઓ દિલ દયા તણા ભંડાર, આશિષ આપ તું આ વાર...૩.

અશુદ્ધ હૃદય છે જો મારૂં, તું કર વિશુદ્ધ ઓ દયાળુ;
ઓ દિલ શુદ્ધ અને માયાળ, આશિષ આપ તું આ વાર...૪.

શાંતિ કેવળ તુજમાં રે' છે, સંતો સૌ આનંદ કરે છે;
ઓ દિલ શાંતિના સરદાર. આશિષ આપ તું આ વાર...૫.

સ્થાન પુનિત તું સર્વેથી, બન્યું બલિ ખરૂં પ્રીતેથી;
ઓ દિલ આનંદી દરબાર આશિષ આપ તું આ વાર...૬.

આશા એક જ મૃત્યુ માંહે. તું વસ મારા અંતર માંહે;
ઓ દિલ સ્વર્ગ તણું તું દ્વાર, આશિષ આપ તું આ વાર...૭.

## ૭૨. કેવો તું પ્રીતિયોગ છે (આ કવામ આમાબીલીસ)

કેવો તું પ્રીતિયોગ છે! ઓ હૃદયનો આનંદ,
ભલા ઈસુ, ઓ ગળ્યા ઈસુ! મન કેરો તું આરામ,
કેટલો તું સુખદાયક છે! ઓ ભલા ઈસુ,
પ્રેમાળ ઈસુ. ......... ૧. ઓ ભલા ઈસુ.... ટેક.

કેટલો તું અજાયબ છે! કેટલો તું મુબારક છે!
ભલા ઇસુ, ઓ ગળ્યા ઇસુ! ભલા ઇસુ, ઓ ગળ્યા ઇસુ!
કેટલો તું માનયોગ છે! સદા સ્તુતિપાત્ર છે!
પ્રેમાળ ઇસુ............૨. પ્રેમાળ ઇસુ. ............૩.

માનનારી ટોળીનો છે!
ભલા ઇસુ, ઓ ગળ્યા ઇસુ!
તારણનો દરવાજો છે!
પ્રેમાળ ઇસુ. ............૪.

## ૯૩. ઓ કવામ આમાબીલીસ (કેવો તું પ્રીતિયોગ છે)

ઓ કવામ આમાબીલીસ એસ, બોને યેસુ, ઓ દુલ્ચીસ યેસુ;
કવામ દેલેકતાબીલીસ એસ, પીએ યેસુ. .........૧.

ઓ કોર્દીસ યુબીલુમ, મેન્તીસ સાલાત્સિઉમ,
ઓ બોને યેસુ, ઓ બોને યેસુ. .........ટેક.

કવામ આદમીરાબીલીસ એસ, બોને યેસુ, ઓ દુલ્ચીસ યેસુ;
કવામ હોનોરાબીલીસ એસ, પીએ યેસુ. .........૨.

કવામ વેનેરાબીલીસ એસ, બોને યેસુ, ઓ દુલ્ચીસ યેસુ;
સેમ્પેર લૌદાબીલીસ એસ, પીએ યેસુ. .........૩.

## ૯૪. જુઓ દૂતોની ખરી રોટલી જે (એકચે પાનીસ આન્જેલોરૂમ)

### ઉપજાતી

જુઓ દૂતોની ખરી રોટલી જે, પથિકનું અન્ન થએલું પ્રીતઃ
વાલાંતણા તે પ્રિય રોટલાને, ન નાંખવો તે કદી કુતરાંને...૧.

પૂર્વે જણાવેલ પ્રતિરૂપે તું, ઇસાકનું અર્પણ જે થએલું;
પાસ્ખાતણું તે હલવાન જો ને, દીધેલ માન્ના વળી પૂર્વજોને...૨

આત્મિક ખોરાક જરા ન કાચો, ખરેખરો તું ભરવાડ સાચો;
ઇસુ અમારા પર મે'ર લાવી, ઇનામ દે તું સ્વરગે વસાવી...૩.

સર્વશકિતમાન, સર્વજ્ઞ તું છે, નશ્વાનનું પોષણ તું કરે છે;
એસાડ દેવા મિજબાની માંહે, વસાવ અંતે અમને તું ત્યાંયે...૪.

## ૭૫. એકચે પાનીસ આન્જેલોરૂમ (જુઓ દૂતોની ખરી રોટલી જે)

એકચે પાનીસ આન્જેલોરૂમ, એોને પાન્તોર પાનીસ વેરે,
ફાકતુસ ચીબુસ વીઆતોરૂમ; યેસુ નોસ્ત્રી મીસેરેરે;
વેરે પાનીસ ફીલિઓરૂમ, તુ નોસ બોના ફાક વિદેરે,
નોન મીતેન્દુસ કાનિબુસ...૧. ઇનિ તેર્રા વીવેન્તીઉમ...૩.

ઇનિ ફીગુરીસ પ્રેસિગ્નાતુર, તુ કી કુન્કતા શીસ એત વાલેસ,
કુમ ઇસાઆક ઇમ્મોલાતુર: કી નોસ પાસ્ચીસ હીક મોર્તાલેસ;
આગ્નુસ પાસ્ખે દેપુતાતુર, તુઓસ ઇબી કોમ્મેન્સાલેસ,
દાતુર માના પાત્રિબુસ...૨. ફાક સાન્કતોરૂમ ચીવિઉમ.
આમેન...૪.

## ૭૬. જે જન્મેલું શરીર (આવે વેરૂમ)

મંદાક્રાંતા

જે જન્મેલું શરીર મરીઆ શુદ્ધ કુંવારીથી, એ
પીડાએલું મનુજ અરથે ને ચઢેલુય ક્રૂસ;
તેનું પાસું ક્રૂર બરછીના ઘાતથી છે વિંધેલું,
વહ્યું પાણી રૂધિર મહીંથી પ્રેમનું ટીપું છેલ્લું......૧.

મૃત્યુ થાતાં જીવ નીકળતો હોય જ્યારે અમારો,
થા, ત્યારે ને મરણભયમાં સુખ, વિશ્રામ સારો;
ઓ ઇસુજી શુદ્ધ હૃદયના નિધિ તું છે દયાનો,
ઓ ઇસુજી પરભુ તું ખરે દીકરો મારીઆનો......૨.

## ૭૭. આવે વેરૂમ (જે જન્મેલું શરીર)

આવે વેરૂમ કોર્પુસ નાતુમ
એક્સ મારીઆ વિર્જીને;
વેરે પાસ્સુમ ઇમ્મોલાતુમ
ઇન ક્રુચે પ્રો હોમિને;
ક્રુયુસ લાતુસ પેરફોરાતુમ
ફ્લુક્ષીત ઉન્દા એત સાંગવિને;
એસ્તો નોબીસ પ્રેગુસ્તાતુમ
મોર્તીસ ઇનિ એક્ષામિને

ઓ કલેમેન્સ. ઓ પિએ,
ઓ યેસુ ફીલી દેઈ
એત મારીએ.

## ૭૮. તને માનું વિભુ (આદોરો તે)

### શિખરિણી

તને માનું વિભુ, ભજન કરતાં રોટલી રૂપે,
તને મારૂં આખું, હૃદય વશ છે દીન સરૂપે;
મળે ના મારામાં, પ્રભુ નિરખવાને બળ જરી,
મનો તું ભક્તોનાં કર અડગ શ્રદ્ધા દૃઢ કરી. ......૧.

હરાયે તારાથી, કર, નયન ને જીભ મુજની,
પરંતુ સૂણ્યાથી, મજબૂત શ્રદ્ધા થાય મુજની;
કથેલાં તેં પુત્રે, વચન પર શ્રદ્ધા દૃઢ ધરૂં,
પ્રભુના શબ્દોથી, અવર અદકું શું, વળી ખરૂં? ......૨.

રહેલો છુપો તું, ક્રૂસ ઉપર તો કેવળ પ્રભુ,
પરંતુ છુપેલો, અહીં મનુજ સાથે પણ પ્રભુ;
સ્વીકારૂં હું બન્ને, ભજન તુજનું પ્રેમથી કરી,
લૂટારે માગ્યું જે, મરણ ઘડી માગું કરગરી ......૩.

ન દેખું વે' તારા, તું-અનુચર થોમાસ સમ હું,
તથાપિ હું માનું, પરમ પરભુ છે ઉત્તમ તું;
શ્રદ્ધા, આશા, પ્રીતિ, મુજ હ્રદયમાં જાય વધતી,
દિલે જ્વાળા મારા, તુજ ભજનની રો'સળગતી. ......૪.

ઇસુના મૃત્યુનું, પ્રિય પરમ સંભારણુ તું છે,
તુંથી મારૂં સાચું જીવન, જીવતી રોટલી તું છે;
જીવું તારાથી એ, મુજ ઉપરનો પ્રેમ તુજનો,
સદા ચાખું એ દે, અનુપમ મીઠો સ્વાદ તુજનો. ......૫.

બચ્ચાંને *મા આપે ભરણ કરવા લોહી નિજને,
યથા સ્વામી દીધું, રૂધીર કરવા શુદ્ધ મુજને;
અમોલા એ તારા રૂધીર તણું ટીપું સબળ છે,
મનુષ્યો સર્વેનાં કલંક હણવા, એક બસ છે. ......૬.

છુપેલો દેખું હું, ઇસુજી પડદે હાલ તુજને,
પ્રભુ માગું છું દે, ઇચ્છિત મુજ જે, તેહ મુજને
તને જોઉં મોઢે, પુનિત પડદો દૂર ખસતાં,
સુખી થાઉં, તારાં દરશન કરી પાય વસતાં. ......૭.

## ૭૯. આદોરો તે (તને માનું વિભુ)

આદોરો તે દેવો તે, લાતેન્સ દેઇતાસ,
કવે સુબ હીસ ફીગરીસ વેરે લાતિતાસ;
તીબી સે કોર મેઉ તોતુમ સુબયીચીત,
કવીઆ તે કાન્તેમ્પ્લાન્સ તોતુમ દેફીચીત. ......૧.

વીસુસ, તાકતુસ, ગુસ્તુમ ઇનિ તે ફાલ્લિતુર,
સેદ ઑદીતુ સોલ્લો તુતો ક્રેદિતુર;
ક્રેદો કીદક્વીદ દીક્ષીત દેઈ ફીલિઉમ,
નીલ હોક વેરીનાતીસ વેર્બો વેરિઉસ. ......૨.

* પેલિકાનુસ નામનું એક પક્ષી છે. કહે છે કે તે પોતાના લોહીથી બચ્ચાંનું પોષણ કરે છે.

ઈન ક્રુચે લાતેબાત સોલા દેઈતાબ,
આત હીક લાતેત સીમુલ, એત હુમાનિતાસ;
આમ્બો તામેન ક્રેદેન્સ આતક્વે કોન્ફિતેન્સ,
પેતો ક્વોદ પેતીવીત લાત્રો પોનીતેન્સ. ......૩.

પ્લાગાસ સીકુત થોમાસ નોન ઈન્તુએઓર,
દેઉમ તામેન મેઉમ તે કોન્ફીતેઓર;
ફાક મે તીબી સેમ્પેર માજીસ ક્રેદેરે,
ઈન તે સ્પેમ હાબેરે, તે દીલીજેરે. ......૪.

ઓ મેમોરિઆલે મોર્તીસ દોમિની,
પાનીસ વીવુસ વીતામ પ્રેસ્તાન્સ હોમિની;
પ્રેસ્તા મેએ મેન્તી દે તે વીવેરે,
એત તે ઈલ્લી સેમ્પેર દુલ્ચે સાપેરે. ......૫.

પીએ પેલિકાને, યેસુ દોમિને,
મે ઈમ્મુન્દુમ મુન્દા તુઓ સાન્ગવિને;
ક્રુયુસ ઉના સ્તીલ્લા સાલ્વુમ ફાચેરે,
તોતુમ મુન્દુમ ક્વીત આબ ઓમ્ની શેલેરે. ......૬.

યેસુ ક્વેમ વેલાતુમ નુન્ક આસ્પીચીઓ,
ઓરો ફીઆત ઈસ્તુદ ક્વોદ તામ સીતિઓ:
ઉત તે રેવેલાતા ચેર્નેસ ફાચીએ,
વીસુ સીમ બેઆતુસ તુએ ગ્લોરિએ. ......૭.

## ૮૦. તું મારી પ્રીતિ

તું મારી પ્રીતિ, મારી શક્તિ,
તું મારી પ્રીતિ, મારો વર,
તું મારી પ્રીતિ, મારી ભક્તિ,
હું તને આપું જીવનભર.
તું મારી પ્રીતિ ને અજવાળ,
છું તારો જીવન મરણકાળ ...૧.

રે મેં મોડો તને ઓળખ્યો.
ઓ સ્તુત્ય તું ને શોભાયમાન,
મેં મારો તને કેમ ન લેખ્યો,
તું સૌથી ઉત્તમ પ્રીતિવાન.
તું ગાડો ભાવ્યો દેવતાઈ વીર,
હું ખરા મનથી છું દિલગીર. ...૨

હું આંધળો થઈને ભટકી ગયો,
મેં શોધ્યો શમ પણ જડયો નહિ.
કાંજે તારાથી હું દૂર રહ્યો,
લપટાયો જૂઠા દ્રવ્ય માંહી,
પણ તારણ મને મળ્યું છે,
તારાથી જ એમ થયું છે. ...૩.

તું મને ચલાવ માર્ગે તારા,
ને ભટકી જવા તું ન દે,
પગ ખાડાથી બચાવ તું મારા.
ન ઠોકર ખાઈ ન ઊભો રહું,
ને મારી ઇચ્છા, અક્કલ, મન.
તે ચાખે તને સર્વસન. ...

## ૮૧. પ્રણામ મારા હોજો તુંને ઇસુ પિયારા

*રાગ:—આવો આજે અંતર અમારામાં*

પ્રણામ મારા હોજો તુંને ઇસુ પિયારા,
આદર સેવા પૂજન તુંને સદા પવિત્ર સાક્રામેન્તમાં. ......૧

ઇશ્વર મારા પિતાની પાસ ઇસુ રહ્યા છો,
પરંતુ મારી પાસ તું છે સદા પવિત્ર સાક્રામેન્તમાં. ......૨

સુખ દુઃખ મારું અતિ પ્રેમી ઇસુ તું જાણે,
સાંભળ મારી અરજ, મારી પ્રાર્થના પવિત્ર સાક્રામેન્તમાં. ......૩

આહાર મારું શરીર લોહી, ઓ ઇસુ, તારું,
આત્માને તું પાળે જીવન દે છે પવિત્ર સાક્રામેન્તમાં. ......૪

ધન્ય મારા હોજો તુંને ઇસુ પિયારા,
તારી હોજો વડાઈ હોજો સદા પવિત્ર સાક્રામેન્તમાં. ......૫

## ૮૨. પ્રભુ હું નથી યોગ્ય

પ્રભુ હું નથી યોગ્ય આવે તું મારી પાસે,
પણ શબ્દ બોલ તું કૃપાળુ, ને આત્મા સાજો થાશે,
તને લેવા હું ચાહું ઓ મારા પ્રિય વર,
ને પાપથી દૂર હું રહું તું પ્રેમથી મને હર......૧

પ્રભુ તું ઉત્તમ દ્રવ્ય આકાશ ને જગતમાં,
આભાર હું તારો માનું, જીવન ને મરણમાં,
સ્તુતિ કરૂં ને વખાણું પ્રેમ તારા પર રાખું,
જ્યાં સ્વર્ગમાં એ હલવાન સુખમાં તને ચાહું. ......૨.

પ્રભુ તું પરમ પવિત્ર, તું માન ને ભજન યોગ,
અપરાધ ને ગુન્હા મારા. તે કેમ ધિક્કારવા જોગ?
તેથી ઘાયલ થએલો, હું મારા હૃદય માંય,
પણ તેમાં તું આવેલો, પાપ મારાં ધોવાઈ જાય. ......૩.

## ૮૩. પ્યારા ઇસુ ભજું તને પ્રેમથી રે

પ્યારા ઇસુ ભજું તને પ્રેમથી રે,
સાક્રામેન્તમાં જીવંત રે'મથી રે,
એવું કર ઇસુ પ્રિય રાય રે ગાઉં તુજના ગુણ હું સર્વદા રે...૧.

ધન્યા માતથી તું અવતરેલો રે,
ભ્રાતા મુજ રંકકેરો થએલો રે,
મારો પ્રેમ સ્વીકારી સ્વર્ગે લે મુજને, ગાવા ગુણો ત્યાં સર્વદા રે...૨.

તું તો સુર્ય શશી થકી શોભિતો રે,
સ્વર્ગે ભજે દૂતો અને પવિત્રો રે,
લેજે મોત પછી મને ત્યાંય રે ગાઉં તુજના ગુણ હું સર્વદા રે...૩.

## ૮૪. મારા દેવ તું ઉત્તમ છે અતિ રે

*રાગ:—પ્યારા ઈસુ ભજું તને પ્રેમથી રે*

મારા દેવ તું ઉત્તમ છે અતિ રે,
વા'લા ચાહું તને મુજ દિલથી રે,
સાચો પ્રેમ કરવાને તુજ ઉપર હું આવવા ચાહું છું સ્વર્ગે રે...૧.

લાગે યોગ્ય ઘડી જ્યારે તુજને રે,
ત્યારે જલ્દી બોલાવી લે મુજને રે,
કારણ જગ છોડી દેવા સ્વર્ગને કાજે તૈયાર છું હું હમેશાં રે...૨.

## ૮૫. મુસાફરોનું ભાથું (ઓ એસ્કા વીઆતોરૂમ)

હરિગીત

મુસાફરોનું ભાથું તું ને ખાણું આત્મા શુદ્ધનું,
માન્ના ખરેખર રાનનું ને ઓસ છે તું સ્વર્ગનું;
ખોરાક એ ભૂખ્યાંતણા શોધે તને જે રાત દી,
તે દિલને મિષ્ટાન એ દેવા નકારીશ ના કદી. ...૧.

પ્રીતિતણા દૈવી ઝરા, તું છે નદી હા પ્રેમની,
વે' છે ઇસુ તારકના શુદ્ધ દિલથી જે રે'મની;
છીપાવ તૃષા તરસ્યાંની લાલસા એ અમતણી,
સંતુષ્ટ છીએ એટલાથી ઓ પ્રભુ પ્યારા ધણી. ...૨.

સંતાડેલ મુખ તારૂં ઇસુ રોટલીના રૂપમાં,
ભજીએ છીએ તુજને અમે માની પ્રભુ એ રૂપમાં;
કર એવું કે ખલાસ જ્યારે થાય પડદો રૂપનો,
મોઢામોઢ સ્વર્ગે જોઈ દેખીએ મહિમા તુજનો. ...૩.

## ૮૬. ઓ એસ્કા વીઆતો રૂમ. (મુસાફરોનું ભાથું)

ઓ એસ્કા વીઆતો રૂમ,
ઓ પાનીસ આન્જેલોરૂમ,
ઓ માન્ના ચેલીતુમ,
એસુરીએન્તેસ ચીબા.
દુલ્ચેદિને નોન પ્રીવા,
કોર્દા કવેરેનતિસિઉમ......૧.

ઓ લીમ્ફા ફોન્સ અમોરીસ.
ક્વી પુરો સાલ્વાતોરીસ,
એ કોર્દે પ્રોફ્લુઇસિ,
તે સિતિસએન્તેસ પોતા,
હેક સોલા નોસ્ત્રા વોતા,
હીસ ઉના સુફ્ફિચીસ......૨.

ઓ યેસુ તુઉમ વુલ્તુમ,
કવેમ કોલિમુસ ઓકકુલ્તુમ,
સુબ પાનીસ સ્પેચીએ,
ફાક ઉત રેમોતો વેલો,
આપેર્તા નોસ ઇન ચેલો,
ચેર્નામુસ ફાચીએ. .........૩.

## ૮૭. શાંતિકાર ઇસુ રે

રાગ:—પૂર્વ દિશા ચળકે રે

શાંતિકાર ઇસુ રે, શાંતિ તારી દે હિંદને ... ટેક.

તારી શાંતિને અમે સાચી રે માનીને, સાચી રે માનીને;
માગીએ આશ્રયથી રે, શાંતિ તારી દે હિંદને ...... ૧.

સ્થંભે વિંધેલું દિલ શાંતિનું અંદર તે, શાંતિનું અંદર તે;
માગીએ માનીને રે, શાંતિ તારી દે હિંદને ...... ૨.

સર્વેને ચાહનાર પતિતોદ્ધાર ઇસુ, પતિતોદ્ધાર ઇસુ;
હિંદને ચાહીને રે, શાંતિ તારી દે હિંદને. ...... ૩.

મારી આ માતજી રે, રાણી તું હિંદની, રાણી તું હિંદની;
ઇસુ તારી શાંતિ રે, પુરી આપે તું હિંદને ...... ૪.

કાશી ને તાજમહાલ ઇસુનાં છે નહિ, ઇસુનાં છે નહિ;
તોય મા તું દેજે રે, ઇસુની શાંતિ હિંદને. ...... ૫.

ઝાડો, જંગલો, રણ ને ગિરિ, સાગર, નદી, ગિરિ, સાગર, નદી;
પાવન થવા દેજે રે, ઇસુની શાંતિ હિંદને. ...... ૬.

મંદિર અને મિનારા જાણે નવ ઇસુને, જાણે નવ ઇસુને;
તેમ છતાં દેજે રે, ઇસુની શાંતિ હિંદને. ...... ૭

પ્રીત ઘણી હિંદ ઉપર, રાખે તે જનોને, રાખે તે જનોને;
દિલાસો દે, દેજે રે, ઇસુની શાંતિ હિંદને. ......૮.

## ૮૮. સંસ્કાર દિવ્ય મીઠા

સંસ્કાર દિવ્ય મીઠા, ધન્ય તુંને સદા હો;
દિગ્વિજયો ઘણેરા, આજે અને સદા હો......૧.

ઐહિક ઘરે રે'તાં, આવ્યા સમીપે તારી;
ગાઈએ સ્તુતિ વાલે, દીન દિલે હાક મારી......૨

સંસ્કાર મિષ્ટ શાતા, હર દિલ તણા વાસા;
કરનાર દૂર પ્રેમે, કજીઆ, અશાન્ત આશા.........૩.

તુજ પાસ ભરોસાથી, આવીએ અમો દોડી;
ને વાત સંકટોની, કહીએ બે કર જોડી.........૪.

હોડી અમારી હાલે, ગર્જના થતાં ભારે;
પોંચાય તું આધારે, ભવસાગરની પારે.........૫.

તોફાન ઘણું થાએ, ડુબી રખે જવાએ;
આપી વિરામ સા'ય, ઉગાર ઇસુ રાય.........૬.

સંસ્કાર દિવ્ય તુંએ વિશ્વમાં સખો માણે;
રે દિવ્યાકાર દીપે, તુજના અતિ ઉંડાણે.........૭

અમ સૌ પરે પ્રકાશે, માયાળુ જોત તારી;
કે ટળી જાય સર્વે, ઐહિક આશ અમારી.........૮.

## ૮૯. હે દિલ ઇસુજી કેરૂં

રાગ:—સંસ્કાર દિવ્ય મીઠા

હે દિલ ઇસુજી કેરૂં, લે પાપી દિલ અમારૂં;
જેવું છે દિલ તારૂં, તેવું આ દિલ બનાવ ... ૧.

તું ગભાણમાં જનમ્યો, નિષ્ઠુર હિમ સહ્યો;
પાપીનું તારણ લાવ્યો, પાડોશી પ્રીત ભણાવ ... ૨.

સ્વર્ગીય કહી તેં વાણી, આત્મિક રોટલી આપી;
તેની દૈવી શાખ આપી, શ્રદ્ધા સમર્થ બનાવ ... ૩.

તું દુઃખ કાટે બીધો, પ્યાલો પરંતુ પીધો;
ધીરનો નમૂનો દીધો, દિલ અલિપ્ત બનાવ ... ૪.

કંટક મુગટ માથે, બરુ રાજદંડ હાથે;
લેખાયો દુષ્ટ સાથે, દિલને નમ્ર બનાવ ... ૫.

ક્રૂસ ઉપર તેં સહ્યું, નિંદા ભરેલ મૃત્યુ;
તારણ અમારૂં કર્યું, તે યાદ તું કરાવ ... ૬.

ભાલાએ દિલ વિંધ્યું, તેમાંથી લોહી ટપક્યું;
અમ પાપી કાજ વહ્યું, અમને તેમાં નવરાવ ... ૭.

તું વેદી પર વિરાજે, પ્રેમ અમારા કાજે;
તુજ પ્રીત કરીએ સાચે, તારા થઈએ સાવ ... ૮.

# પવિત્ર કુટુંબ

## ૮૦. ઈસુ, મારીઆ, યોસેફ સા'ય

ઈસુ મારીઆ, યોસેફ સા'ય, કરજો અમો સહુને સહાય...ટેક.

આધીન રે'તાં ઈસુ વસ્યો તું, માત પિતાની સાથ;
તારા નમૂને અમ ચાલીએ, માગીએ જોડી હાથ...ઈસુ...૧.

માતા મારીઆ દીન છતાં તું, સદ્‌ગુણનો ભંડાર;
રાણી અમારી શુદ્ધ કુંવારી, અમ સૌને સંભાળ...ઈસુ...૨.

પવિત્ર યોસેફ ન્યાયી ઘણા તું, કરી સંકટમાં સા'ય;
ઈસુ, મારીઆ જેમ સંભાળ્યાં, અમને તેમ સંભાળ...ઈસુ...૩.

કુટુંબ તમારૂં પવિત્ર, પ્યારૂં, ઉત્તમ જગની માંય;
એવું કરજો કુટુંબ અમારૂં, માગીએ લાગી પાય...ઈસુ...૪.

અનાથ બનીએ અમો કદાપિ, પડે દુઃખ બેસુમાર;
સ્મરણ મનમાં તમારૂં કરતાં, મળે દિલાસો અપાર...ઈસુ...૫.

આત્મા બીકે હોય ભરેલો, મૃત્યુતણી પળ માંય;
ઈસુ, મારીઆ, યોસેફ તમથી, રક્ષણ રૂડું પમાય...ઈસુ...૬.

# મારીઆ સ્તુતિ



## ૯૧. અથાગ કુંવારી માયાળુ મારીઆ માત

અથાગ કુંવારી માયાળુ મારીઆ માત;
કરીએ રે, વિનંતિ તારી પ્રેમથી રે............૧.

બાળ સૌ તુજનાં માગે જોડી બે હાથ;
કરજે રે સહાય સબળ તું અમને રે............૨.

કોઇ જન આવ્યો તુજના આશ્રય માંય;
કોદી રે, અનાથ તેં મૂકયો નથી રે............૩.

કોઈ પણ ભકતે માગી જો તારી સા'ય;
કોદી રે તજ્યા નથી પણ તેમને રે...........૪.

તારા શરણમાં આવેલ કોઈ પણ જન;
જાણ્યું રે નવકૃપા વિણ તે રહ્યા રે...........૫.

તેથી ભરોસે આવું હું તારી પાસ;
કરજે રે, યાદ આ પાપી બાળને રે...........૬.

અરજ ધિક્કારીશ નહિ એ મારી માત;
શબ્દની રે, મા માયાળુ સૂણજે રે......૭.

શ્રદ્ધામાં સહુને મેર કરીને રાખ;
સૂણજે રે પ્રાર્થ કરીએ સાથમાં રે...........૮

## ૯૨. અમારી જે રાણી

અમારી જે રાણી લુર્ડસ સીમે દેખાઈ,
તે જોવા ઉતાવળે ગઈ બેર્નાદેટી બાઈ. ......૧.

પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ, } ટેક.
પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ. }

નાજુક હાથે રાખી ગુલાબોની હાર.
કરી ભકિત પ્રાર્થના તે ભૂલતી સંસાર. ...પ્રણામ...૨

અમ ભાઈઓ આ લઈ હાથે ગુલાબોની હાર,
દેવમાતા ત્યાં જઈ એ કૃપાળુ અપાર. ...પ્રણામ...૩.

હે નિર્દોષ કુંવારી ઈસુની માતા,
કૃપા ભરેલી છે, અમ તારકદાતા. ...પ્રણામ...૪.

હે નિર્દોષ કુંવારી અમારી માતા,
સદા સૂણ અમ પ્રાર્થના દે અમને શાતા. ...પ્રણામ...૫.

## ૯૩. આવો ગાવાને આનંદથીરે (મે મહિના માટે)

આવો ગાવાને આનંદથી રે, માતા મારીઆનાં બાળકો. ......ટેક.

આવ્યો મે મહીનો દિલ મારૂં રાચે;
વ્હાલી માતાને વધાવવા રે, માતા મારીઆનાં બાળકો. ......૧.

લાવો રે ફૂલડાં વસંત ઋતુનાં;
શાણી માતાને શોભાવવા રે, માતા મારીઆનાં બાળકો. ......૨.

લાવો લે'જતદાર ફળો પ્રીતેથી;
પ્રેમી માતાને ચઢાવવા રે, માતા મારીઆનાં બાળકો. ......૩.

સઘળી સુંદરતા સારાયે જગની;
મૂકો પુનિત પગે, માતના રે, માતા મારીઆનાં બાળકો. ......૪.

વિનંતી, પ્રાર્થ ને ગીતો આનંદી;
ગાઓ માતાજીના માનમાં રે, માતા મારીઆનાં બાળકો. ......૫.

રાજ્ય ફેલાવવા રાજા ઇસુનું;
માને ભારતખંડ સોંપીએ રે, માતા મારીઆનાં બાળકો. ......૬.

સૌ નિરાધારની માતા મારીઆ;
તુજ ગોદ માંહે સંભાળજે રે, માતા મારીઆનાં બાળકો. ......૭.

શાણી આ રાણી સ્વર્ગ ભુવનની;
છેલ્લે દા'ડે તું સંભારજે રે, માતા મારીઆનાં બાળકો. ......૮.

## ૯૪. ઓ મહારાણી સ્વર્ગતણી તું

ચંદ્રાવલા

ઓ મા'રાણી સ્વર્ગતણી તું, હે પ્રેમી મુજ માત,
ભાવથી સાંભળ અરજો મારી. થઈ ઝાઝી રળિઆત.

થઈ ઝાઝી રળિઆત વહાલા,
માત દયાળુ શાંતિવાળી;
રે'મી નજર નવ લઈ લે મા તું,
ઓ મા'રાણી સ્વર્ગતણી તું......૧.

મૂકું છું મુજ વ્રત એ માતા, તુજના રક્ષણ કાજ,
રાખ સદા તે પર મન માતા, ધરી અંતરમાં દાઝ.
ધરી અંતરમાં દાઝ પ્રીતિની,
રક્ષણ કર તેનું સ્વામિની;
સાચવ શુદ્ધપણું ને દીનતા,
મૂકું છું મુજ વ્રત એ માતા......૨.

એ છે માતા તુજ વેદીએ શુભ અર્પેલાં ફૂલ,
તારી નજરના પ્રકાશથી એ ખીલી થશે અણમૂલ.
ખીલી થશે અણમૂલ અતિશે,
તુજ નજર વિણ તે ચીમળાશે;
તો રક્ષા કર બાળ વદીએ,
એ છે માતા તુજ વેદીએ......૩.

## ૯૫. ઓ પવિત્ર મા (ઓ સાંકિનસિમ્મા)

ઓ પવિત્ર મા, ઓ દયાળુ મા,
ઓ કુંવારી મારીઆ;
ઓ મા પ્રીતિયોગ, સહુથી તું માનયોગ,
વિનંતિ, વિનંતિ તું કર............૧.

આરામ મે'નતમાં, આશ્રય સંકટમાં,
કુંવારી મા મારીઆ;
અમ જે માગીએ, તુજથી તે પામીએ,
વિનંતિ, વિનંતિ તું કર............૨.

તારા દિલનું સુખ, તારા દિલનું દુઃખ,
મદદ તે ઓ મારીઆ;
આશા અમારી, ઓ માતા પ્યારી,
વિનંતિ, વિનંતિ તું કર...........૩.

## ૯૬. ઓ સાંકિતસિમ્મા (ઓ પવિત્ર મા)

ઓ સાંકિતસિમ્મા, ઓ પિઈ સિમ્મા!
દુલ્ચીસ વીર્ગો મારીઆ,
માતેર આમાતા ઈન્તેમેરાતા,
ઓરા, ઓરા પ્રો નોબીસ.........૧.

તુ સોલાત્સિઉમ, એત રેફુજીઉમ,
વીર્ગો માતેર મારીઆ,
કવીદ કવીદ ઓપ્તામુસ, પેર તે સ્પેરામુસ,
ઓરા, ઓરા પ્રો નોબીસ.........૨.

તુઆ ગૌદિઆ, એત સુસ્પીરિઆ,
યુવેન્ત નોસ ઓ મારીઆ!
નુન તે સ્પેરામુસ, આદ તે કલામામુસ,
ઓરા, ઓરા પ્રો નોબીસ.........૩.

## ૯૭. ઓ ભાગ્યશાળી મીઠી અતિ

*હરિગીત*

ઓ ભાગ્યશાળી મીઠી અતિ મા કુંવારી મારીઆ,
સ્વીકાર તારો બાળ મુજને લાવીને દિલમાં દયા;
બળવાન સૌથી અરજ તારી પ્રભુની પાસે ખરે,
મુજ પાપી માટે અરજ કરજે હાલ ને મૃત્યુ પળે......૧.

માતા કલંક રહિત રાણી શ્રેષ્ઠ સ્વર્ગતણી તને;
આસન મળે છે સ્વર્ગમાંહે દેવ પિતાની કને;
માટે તને હું વિનવું તું સા'ય દેજે મુજને,
દુનિયાતણા બોથી બચાવા સ્વર્ગે લેજે મુજને......૨

નવ હામ મોકલવા મને મુજ પ્રાર્થ પિતા પાસ રે,
તો મોકલું હું તું થકી પોં'ચાડ વિભુ પાસ રે;
સમજાવજે તુજ બાળને મુજ પાપ મનમાં ના ધરે,
પણ બાળ તારો જાણીને મુજ પાપની માફી કરે......૩.

ભય કે પરીક્ષણ માંય જ્યારે તું મને જોઈશ મા,
કે નાવડું ભાગે કદી તો નવ મને છોડીશ મા;
લંબાવ તારો હાથ પ્યારો ઝાલી ઊતરૂં પાર રે,
હું ભવ મહાસાગર તરીને ઠરૂં સ્વર્ગીય દ્વાર રે......૪.

હું આશ ને વિશ્વાસ રાખી માગું માતા માગણી,
સંભાળ મુજને હરઘડી તું ને ઘડી મૃત્યુતણી;
મરતાં ઊચારૂં નામ ઈસુ, મારીઆ, યોસેફનાં,
અંતે વસું હું વા'લી માતા સ્વર્ગે તારી ગોદમાં......૫.

## ૯૮. ઓ રાણી શ્રેષ્ઠ ને તેજસ્વી

ઓ રાણી શ્રેષ્ઠ ને તેજસ્વી! ઓ મારીઆ!
તું શક્તિમાન સલામતી, ઓ મારીઆ!
સર્વ તને છે આધીન, ખ્રિસ્ત તને પણ થયો લીન......૧.

અમે જો ભયમાં, યુદ્ધ કે લડાઈમાં, સહાય થા હાલ.
ને મરણકાળ ઓ મારીઆ!......ટેક.

અમ જેઓ તને દુઃખ દેતાં, ઓ મારીઆ!
તને વિનંતિ હાલ કરતાં, ઓ મારીઆ!

તેં જે વેઠયાં પીડા દુ:ખ, થાય છે તે અમારૂં સુખ.
અમે જો ભયમાં......૨.

ઓ પ્રિય તારા ચળકતા, ઓ મારીઆ!
અંધારામાં પ્રકાશ કરતા, ઓ મારીઆ!
ઓ જીવન દુ:ખના સાગર, મારીઆ નિર્ભય પાગર.
અમે જો ભયમાં......૩.

ઓ શુદ્ધ કુંવારી સ્વર્ગનું દ્વાર, ઓ મારીઆ!
તું પાપીઓને કર વહાર, ઓ મારીઆ!
દયા પ્રીતિ તું બતાવ, ખ્રિસ્તની પાસે અમને લાવ.
અમે જો ભયમાં......૪.

## ૯૯. ઓહો કેવી અજબ વ્યક્તિ

### મંદાક્રાન્તા

ઓહો! કેવી અજબ વ્યક્તિ વિશ્વદેવે ઘડી જે,
સૃષ્ટિની એ અદ્દભૂત કૃતિ દૈવી દાને ભરી છે;
પાપે છૂટી નિજ જનનીના ગર્ભમાંહે વસી જે,
મારીઆ તે વગર કલંકે ખ્રિસ્ત માતા થઈ છે......૧.

ધન્યા તારા પુનિત પગલે સાપનું શિર છૂંદયું,
ઓ કુંવારી સહજીવન તેં તુજ રૂપે જ જોડયું;
તારો છે મા ચક્રવર્તિ તું માનવી આશ સેવે,
આવે રાજા યશવંત તુંથી સ્વર્ગનાં દાન દેવે......૨.

કાન્તિ કેવી મનહર અતિ દેવ કન્યા કુંવારી!
કૃપામાં તું ઉજજવળ બની સ્વર્ગની રાજરાણી;
બાળાનો છે અનુપ નમૂનો, શુદ્ધ સંતોની શાળા,
માતા વ્હાલી શીખવ તજતાં મુજ પાપોની જ્વાળા......૩.

ઓ મા! તારૂં સ્મરણ મધુરૂં પૂર્ણ ભાવે કરૂં છું,
ખેંચી લે તું મિષ્ટ નજરથી ઈસુ પાયે ઠરૂં હું;
મા! શુભેચ્છા તુજ અમળાને હૃદયે વાસ દેઉં,
જાગે હુંમાં પ્રભુતણી તૃષા સુખી સૌ કાળ થાઉં......૪.

## ૧૦૦. ગૌરવ પામી પ્રભુની માતા (સ્વર્ગારોહણ)

ચંદ્રાવલા

ગૌરવ પામી પ્રભુની માતા, થાએ હરખ અપાર,
વર્ગો ઉપર સર્વ દૂતોના, લીધી નભ મોઝાર.
લીધી નભ મોઝાર મારીઆ,
સર્વોત્તમ જ્યાં રાય વિરાજ્યા;
સ્તુતિ કરંતાં દૂત હરખાતાં,
ગૌરવ પામી પ્રભુની માતા.........૧.

કુંવારી આવ, પધારેલ સ્વર્ગે, રાખું તુજ પર પ્રેમ,
દીકરી છે તું મારી વહાલી, બાપ વધ્યા પ્રભુ એમ.
બાપ વધ્યા પ્રભુ એમ જ જ્યારે,
પુત્ર પ્રભુ પણ વદિયો ત્યારે;
પ્રિય માતા મુજ નજીક વસજે,
કુંવારી આવ, પધારેલ સ્વર્ગે.........૨.

વા'લી મને કન્યા કુંવારી, વિશ્વાસુ તું અથાગ,
પુનિત આત્મા કહી ઉમેરે, તુજમાં નથી જ ડાઘ.
તુજમાં નથી જ ડાઘ લગારે,
ચાહું તુજને તેથી વધારે;
ખુશાથી પાસે રહે તું મારી,
વા'લી મને કન્યા કુંવારી.........૩.

કહે પવિત્રો ને દૂત સર્વે, હર્ષ કરી તે વાર,
કીરતી યેરૂસાલમ કેરી, તું છે ખરે અપાર.
તું છે ખરે અપાર વહાલી,
ઇસ્રાએલ તણો હર્ષ ભારી;
આબરૂ તું છે લોકની સર્વે,
કહે પવિત્રો ને દૂત સર્વે........૪.

ઓ મારીઆ ધન કુંવારી, તને કહેલું જેહ,
થયું ખરેખર બધું જ પુરૂં, બાકી ન રહ્યું તેહ.
બાકી ન રહ્યું તેહ જરાએ,
દૂત વર્ગોમાં શ્રેષ્ઠ ગણાએ;
અમ કાજે કર અરજો સારી,
ઓ મારીઆ ધન કુંવારી........૫.

## ૧૦૧. ચાલો સાથે સૌ ગાઈએ (મે મહિના માટે)

ચાલો સાથે સૌ ગાઈએ,
આપણી માતાનાં ગીત;
આનંદી ને મિષ્ટ કહે,
મે મહિનાની એ રીત......ટેક.

મનપસંદ પુષ્પો લાવો,
સુંદી રૂપવાન ને રાન;
તાજા માતાના બનાવો,
દેવા પ્રેમનું નિશાન......૧.

જલદ ગુલાબને કમળ,
શી નિસાનમાં સૌ ફૂલ?
શું લાયક માને નિર્મળ,
દુનિયામાં જેનું મૂલ......૨.

માગે મારીઆ દ્રવ્ય,
જે સૌ આપી શકે;
ઇચ્છા તેની છે ભવ્ય,
પાપી તેને દિલ દે......૩.

## ૧૦૨. ધન ધન મોટા ભગવાન (માગ્નિફીકાત)

ધન ધન મોટા ભગવાન,
મમ પ્રાણથી દઉં સન્માન;

એ મુજ તારકમાં આત્મા હર્ખ્યો, પ્રભુતણો એ પ્રેમ,
કારણ દીન દાસીની દીનતા પર દૃષ્ટિ કરી, કરી રે'મ;
જો પેઢી હવે તમામ.
કે'શે ધન્ય દઈ માન. ......ધન ધન...૧

છે પવિત્ર તેનું નામ,
પરાક્રમીએ કીધાં કામ;
જે તેનું ભય રાખે છે તે પર રે' પેઢીઓ આગત મે'ર.
એ સ્તુત્ય દેવે ગર્વિષ્ઠ કીધા નિજ કર બળથી જેર;
વેર્યાં દિલનાં અનુમાન,
ઉતાર્યાં સૌ ગુમાન. ......ધન ધન...૨.

ઉપરીનાં રાજ્યાસન
લે, કીધાં રંક રાજન;
તેણે ભૂખ્યાંને તૃપ્તજ કીધાં, શ્રીમંત કાઢ્યા બા'ર.
પૂર્વજ આબ્રાહામના વંશજને કીધેલ સદાકાળ;
સંભારી દયાનું દાન,
કરી સા'ય ઈસ્રાએલ જન. ......ધન ધન...૩.

હો ત્રૈક્ય પ્રભુને માન,
હો સદાય જય જયવાન;
પિતા પરમેશ્વર, પુત્ર પ્રભુ ને પવિત્ર આત્મા દેવ,
સન્માન હતું જેવું આદીએ, તેવું રહો સદૈવ;
હમણાં ને હંમેશ માન,
હો જુગોજુગ આમેન. ......ધન ધન...૪.

## ૧૦૩. માગ્નીફિકાત (ધન ધન મોટા ભગવાન)

૧. માગ્નીફિકાત આનીમા મેઆ દોમિનુમ.

૨. અત એક્ષસુલતાવીત સ્પીરીતુસ, મેઉસ, ઈનદેઓ સાલુતારી મેઓ.

૩. ક્વીઆ રેસપેક્ષીત હુમીલીતાતેમ આંચિલ્લે સુએ, એકચે એનીમ એક્ષ ઓક બેઆતામ મે દીચેન્ત ઓમન્સે જેનેરાત્સીઓનેસ.

૪. ક્વીઆ ફેચીત મીહી માગ્ના ક્વી પોતેન્સ એસ્ત એત સાંકતુમ નોમેન એયુસ.

૫. એત મિસેરીકોર્દિઆ એયુસ આ પ્રોજેનિએ ઇન પ્રોજેનિએસ તીમેન્તીબુસ એયુમ.

૬. ફેચીત પોતેનત્સિઆમ ઇન બ્રાખીઓ સુઓ દીસપેરસીત સુપેરબોસ મેન્તે કોર્દીસ સુઈ.

૭. દેપો સુઇતિ પોતેન્તેસ દે સેદે. એત એક્ષાલ્તાવીસ હુમીલેસ.

૮. એસુરીએન્તેસ, ઇપ્લેવીત બોનીસ, એત દીવીતેસ દીમીસીત ઇનિ આનેસ.

૯. સુસ્ચેપીત ઇસ્ત્રાએલ પુએરૂમ સુઉમ, રેકોર્દાતુસ મીસેરીકોર્દીએ સુએ

૧૦. સીકુત લોકુતુસ એસ્ત આદ પાત્રેસ નોસ્ત્રોસ આબ્રાહામ એત સેમીની એયુસ ઇનિ સેકુલા.

૧૧. ગ્લોરીઆ પાત્રી એત ફિલીઓ, એત સ્પીરીતુઈ સાંક્તો,

૧૨. સીકુત એરાત ઇન પ્રીન્ચીપીઓ એત નુંક એત સેમ્પેર એત ઇન સેકુલા સેકુલોરૂમ, આમેન.

## ૧૦૪. ધન્ય ધન્ય તને માતા કુંવારી

ધન્ય ધન્ય તને માતા કુંવારી,
માતા કુંવારી તું સ્વર્ગની રાણી...ધન્ય...૧.

કરીએ અમે સહુ વિનંતિ તારી,
દયાની માત ને રાણી અમારી...ધન્ય...૨.

દેવી અવિનાશી મુગટ પામેલી,
પ્રભુની સમીપે તું બિરાજેલી...ધન્ય...૩.

કૃપા સંપૂર્ણ તું પામી વિભુની,
જેથી બની વા'લી માતા ઇસુની...ધન્ય...૪.

સર્વોત્તમ તું સદ્‌ગુણે છે શાણી,
ખરે છે તારી પવિત્રતા ન્યારી...ધન્ય...૫.

માયાળુ ને અતિ મિષ્ટ કુંવારી,
રક્ષા તું કરજે સદાએ અમારી...ધન્ય...૬.

મુજ કાર્યો માંય થા સા'યકારી,
ભાગ્યવંતી અને મહિમાવાળી...ધન્ય...૭.

## ૧૦૫. નમું નમું તને માતા મારી

નમું નમું તને માતા મારી,
લેજે સલામ તું સ્વીકારી......ટેક.

આજે અરજ કરૂં હું તુજને,
સહાય દેજે ભારી મુજને;
માતા રક્ષણ તું કરનારી......નમું નમું......૧.

કૃપા થકી તું પૂર્ણ થએલી,
સદ્‌ગુણ સઘળા તું પામેલી;
છે તું ભાગ્યવંત કુંવારી......નમું નમું......૨.

પ્રભુ સદા છે સાથે તારી,
ફળ આપ્યું તેં બહુ જયકારી;
તેણે દુનિયા લીધી તારી......નમું નમું......૩.

સ્વર્ગે છે તું ઉંચે સ્થાને,
સર્વ પવિત્રો રાણી માને;
દેવ કૃપાની એ બલિહારી......નમું નમું......૪.

અરજ કરૂં છું સ્વર્ગની રાણી,
સેવક તારો મને સ્વીકારી;
કૃપા દેજે મુજને તારી......નમું નમું......૫.

ચલાવ સીધા મારગે મુજને,
જેથી પસંદ થાઉં તુજને;
સ્વર્ગે જાઉં એ ઇચ્છા મારી......નમું નમું......૬.

વિનંતિ કર પાપીને કાજે,
મરણતણી ઘડીએ ને આજે;
મહામોટી રાણી અમારી......નમું નમું......૭.

## ૧૦૬. પરમેશ્વરની મા

પરમેશ્વરની મા સહાય કર તું અમને.
પરમેશ્વરની મા શાંતિ આપ તું અમને.
પરમેશ્વરની મા આશ્રય દે તું અમને.
પરમેશ્વરની મા હિંમતવાન કર અમને.
પરમેશ્વરની મા હેતે પાળ તું અમને.
પરમેશ્વરની મા બાથમાં લે તું અમને.
પરમેશ્વરની મા નિત સંભાળ તું અમને.
પરમેશ્વરની મા પાપથી દૂર રાખ અમને.
તારી દયાથી આ કુંવારી રાણી.
ઇસુ તારો બાળ વૈભવમાં જોઈએ.
સર્વકાળિક સુખ તારા વડે માણી,
તારો મહિમા હમેશ ત્યાં ગાઈએ.

## ૧૦૯. પ્રણામ, પ્રણામ સ્વર્ગની રાણી

પ્રણામ, પ્રણામ સ્વર્ગની રાણી,
અમ પર ફેરવ દયાળ દૃષ્ટિ.
પ્રણામ, પ્રણામ કુંવારી મા,
સૂણ તારાં બાળોની પ્રાર્થના......૧.

સ્વર્ગની રાણી, કુંવારી મા.
તું તો અમારી દૃઢ આશા.
તું તો અમારી દૃઢ આશા......ટેક.

શેતાન અમ કાજ જાળ પાથરે છે,
પાપમાં ફસાવવા ચાહે છે.
અમો હોતાં તદ્દન કમજોર,
સ્વર્ગની રાણી અમને ના છોડ......૨.

પરીક્ષામાં અમને દૃઢ કર,
શેતાનને અમ કાજે તું દૂર.
મન મારવાને અમને શીખવ,
સદા પાપથી અમને બચાવ......૩.

દિલમાંથી કાઢ સંસારી પ્રેમ.
તેમાં સળગાવ ઇસુનો પ્રેમ.
રક્ષણ કરી મૃત્યુ પળે,
હે રાણી, અમને તુજ પાસે લે......૪.

## ૧૦૮. પ્રેમનું ગુલાબ

પ્રેમનું ગુલાબ પ્રભુનાં લાયક માતા,
જગતનું શુભ પ્રભાત;
પ્રકાશિત થાય સૌ હિંદના લોક તમારા,
દોરાવો અમને સ્વર્ગ પાસ.............ટેક.

આ દેશ તમને અમારૂં હેત અર્પાવે,
તેમાં અખંડ સરજો તમ રાજમહેલ;
રાણી ડાઘ વિણ, જેમને સૌ દૂત માન આપે,
સ્વર્ગનો માર્ગ અમને કરો સહેલ......૧.

તારા વચ્ચે જગતના ધ્રૂવના તારા,
પાવન અતિ પ્રભુનું મહા મંદિર;
તમ પગ તળે ચળકે રૂપાળો ચંદ્ર,
સૂર્ય તમને કરે અતિ શોભિત......૨.

વહાલાં અપાર અમારા દેશનાં રાણી,
પ્રીતિ તળે એકઠી કરો સૌ જનત;
થાઓ રક્ષક સદા ભલા જનોનાં,
બંદર સુખરૂપ સૌ પાપીઓને કાજ......૩.

## ૧૦૯. પ્રેમાળ માતા

પ્રેમાળ માતા જેનો વાસ છે સ્વર્ગમાં,
મોકલ મુજ હૃદયમાં શાંતિનો વરસાદ;
શોકથી રડતાં હું લોક મારૂં તુજને,
ત્યારે તું મારા પર રેડે આશીર્વાદ. } (૨)......૧.

મચ્છ કન્યાની પેર જગ છે ઠગનારૂં,
તે હમના પ્યાલામાં પીણું છે દેનાર;
પણ તરસ્યા હોઠો ચાખે છે જ્યારે,
સુખના બદલામાં દુઃખ પામે છે તે વાર. } (૨)......૨.

થાકેલ આવું તુજ પાસ સ્વીકાર મુજને,
તારે હાથ ગુજારવા જીવન ચાહું છું;
દુનિયા કેરા અંધકારને ધિક્કારૂં, } (૨)......૩.
તારા ચરણે નમતાં મરણ ચાહું છું.

## ૧૧૦. ભરપૂર કૃપાથી મારીઆ દેવતણી

ભરપૂર કૃપાથી મારીઆ દેવતણી,

દાવીદ કુળમાં નાઝારેથે ખીલ્યું સુંદર ફૂલ;
ઉત્તમ અવનિમાં પસંદ કીધેલી.........૧.

ઋણ આવ્યું હેવા નારીથી, દુનિયા દુઃખ મોઝાર:
ઊગ્યું તારણશીંગ, તારા ઉદરથી.........૨.

દુઃખે વિંધ્યું હૈયું તારૂ મરતો દીકરો જોઈ;
જગતારણમાં તેં દીધી સાથ ઘણી.........૩.

દાવીદ મિનાર, દ્વાર સંતોનું, પ્યારૂં ગુઢ ગુલાબ;
તારી ભક્તિએ, સંતો ગયા તરી.........૪.

શક્તિ ભારે ભક્ત જનોની સાથ સદા કરનાર;
નાખી છુંદી તેં શક્તિ શેતાનની.........૫.

આરસી તું છે ન્યાયતણી રે, સુંદર મેઘધનુષ્ય;
પાપી ફેરવિયા આપી કૃપા ઘણી.........૬.

સુલેમાનતણું સિંહાસન, કરાર કેરો કોષ;
પામે તારાથી જય શ્રાસભા ઘણી.........૭.

વાધણવટી, દુઃખી ને રોગી, પાપી, નિરાધાર;
સફળ થયા સહુ તારી પ્રીતિથી.........૮.

જય જય થાઓ જગમાં તારી, ખ્રિસ્તીઓની મદદ;
ધન ધન કુંવારી રાણી સ્વર્ગ તણી.........૯

અરજ સુણનાર માતા વા'લી ગાએ બાળો ગુણ;
કર પુરી સહુની આશા સ્વર્ગ તણી......૧૦.

## ૧૧૧. મધુરી માતા અમારી

મધુરી માતા અમારી, ઉત્તમ સૌથી છે. તું ઓ મારીઆ.
વિનતિ લેજે સ્વીકારી, પ્રભુની પાસે અરજ લઈ જા...ટેક.

અથાગ માયાળુ, ડાહી, કુંવારી, સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ તું નારી,
વિનંતિ કરીએ તારી, પ્રભુની પાસે............૧.

શાંતિની રાણી રે તુંજ કે'વાએ, પ્રભુની આગળ તારૂં મનાએ,
મા'મોટી રાણી કે'વાએ, પ્રભુની પાસે............૨.

ઉંચા આસન પરે તું બિરાજેલી, સર્વોત્તમ કૃપાઓ તું જ પામેલી,
મૂળપાપ વિના રહેલી, પ્રભુની પાસે............૩.

પ્રેમનું ગુલાબ તું કહેવાએ, સુગંધી તુજની જગે ફેલાએ,
તુજ મહિમા વધતો જાએ, પ્રભુની પાસે............૪.

અમ કાર્યોમાં સા'ય તું કરજે, સઘળાં સંકટો અમારાં હરજે,
શેતાનથકી બચાવજે, પ્રભુની પાસે............૫.

પાયે પડી માતા વંદન કરીએ, કો'દી અમો તને નવ વિસરીએ,
તુજ સેવા સદા કરીએ, પ્રભુની પાસે............૬.

અરજ બાળોતણી ધ્યાનમાં ધરજે, મરણના સમયે આવી તું મળજે.
સ્વર્ગનું ઇનામ દેજે, પ્રભુની પાસે............૭.

## ૧૧૨. મહા મહિમાએ પ્રિય મારીઆ (સ્વર્ગારોહણ)

રાગઃ—વધામણી શુભ વધામણી રે

મહા મહિમાએ પ્રિય મારીઆ, સિધાવી સ્વર્ગ મોઝાર દિવસ દીસે રૂપાળો. ટેક.

પે'લા ગગને ચઢી મારીઆ, ઉઘડયાં વાદળ દ્વાર ,, ,, ,, ૧.

દેવદૂત આવ્યા સ્વર્ગ કેરા, સલામ વધા પ્રેમાળ ,, ,, ,, ૨.

બીજા ગગને ચઢી મારીઆ, સર્વેથી સુશોભિત ,, ,, ,, ૩.

મહાદૂતો સૌ નમન કરતાં, ગાએ હરખથી ગીત ,, ,, ,, ૪.

ત્રીજા ગગને ચઢી મારીઆ, ઝળુકી કિરણ મોઝાર ,, ,, ,, ૫.

અધિકારીઓ દૂત સેનાના, માન આપે તે વાર ,, ,, ,, ૬.

ચોથા ગગને ચઢી મારીઆ, શોભી અતિ રૂપવાન ,, ,, ,, ૭.

અધિપતિઓ સાથમાં સરવે, પ્રીતે આપે સન્માન ,, ,, ,, ૮.

પંચમ ગગને ચઢી મારીઆ, તારા પૂરે પ્રકાશ ,, ,, ,, ૯.

પરાક્રમીઓ આકાશતણા વધાવે તેને ખાસ ,, ,, ,, ૧૦.

છઠ્ઠા ગગને ચઢી મારીઆ, પ્રકાશે પે'રેલ હીર ,, ,, ,, ૧૧.

ધણીપણાં રે મુગટ મૂકતાં શોભાવે તેનું શિર ,, ,, ,, ૧૨.

સપ્ત ગગને ચઢી મારીઆ બાળા પ્રભુની પ્રેમાળ ,, ,, ,, ૧૩.

રાજ્યાસનો ને ચંદ્ર પગમાં શોભ્યાં અતિ તત્કાળ ,, ,, ,, ૧૪.

અષ્ટ ગગને ચઢી મારીઆ, પુત્ર ઈસુ તણી માત ,, ,, ,, ૧૫.

ખેરૂબીમ તો દીંગ જ થયા, સુરજ કરે ચળકાટ ,, ,, ,, ૧૬.

નવમા ગગને ચઢી મારીઆ પવિત્ર આત્માની નાર ,, ,, ,, ૧૭.

સેરાફિમ સૌ હરખે ગાએ પહેરાવી શણગાર ,, ,, ,, ૧૮.

ગાયન ગાઈ, પવિત્રો સાથે માનીએ તુજ આભાર ,, ,, ,, ૧૯.

સહાય કરજે હાલ ને સદા ગણી મને તુજ બાળ ,, ,, ,, ૨૦.

## ૧૧૩. મહિમા પામેલી મારીઆ, માત

મહિમા પામેલી મારીઆ, માત તું છે ખ્રિસ્ત તણી રે....ટેક.

ગાબ્રિએલ મા'દૂત આવિયો પાસે તારી, આવિયો પાસે તારી;
બોલીને મુખેથી સલામ આપી ખબર સારી...મહિમા...૧.

સલામ હે મારીઆ કૃપાથી પૂરણ તું છે, કૃપાથી પૂરણ તું છે;
પામી પ્રભુથી કૃપાદાન તુજથી દેવ જનમશે...મહિમા...૨.

બિહી મા મારીઆ પ્રભુ છે સાથે તારી, પ્રભુ છે સાથે તારી;
સર્વે સ્ત્રીઓમાં છે તું શ્રેષ્ઠ મહિમાવંતી નારી...મહિમા...૩.

કુંવારી મારીઆ સદા ભાગ્યવંત થાઓ, સદા ભાગ્યવંત થાઓ;
ઈસુ તારા ઉદરનું ફળ કે'વાશે દેવ જાયો...મહિમા...૪.

હે પવિત્ર મારીઆ પ્રભુની માતા પ્યારી, પ્રભુની માતા પ્યારી;
અમ પાપી બાળકોને કાજ કરજે અરજ સારી...મહિમા...૫.

વા'લી મા મારીઆ હમણાં ને મોતની પળે, હમણાં ને મોતની પળે;
પ્રીતિથી કરજે તું રક્ષાય એ શ્રીસભા ગિમેરે...મહિમા...૬.

આમેન, આમેન, આમેન, એમજ થાઓ; આમેન, એમજ થાઓ;
બોલો મારીઆ માની જય ગુણો હરનિશ ગાઓ...મહિમા...૭.

## ૧૧૪. માતા મારીઆ સ્વર્ગની મહારાણી

માતા મારીઆ સ્વર્ગની મહારાણી, કે હેતે સૌ બાળ વંદીએ, } ...ટેક.
થઈ છે ખ્રિસ્તની મા તું કુંવારી, કે હેતે સૌ બાળ વંદીએ. }

દેવદૂતોથી ચઢતી પ્રેમી,
સહુ સંતોમાં શોભતી રે'મી;
પૂરણ વૈભવના માનથકી પ્રેરી કે હેતે સૌ બાળ વંદીએ...માતા...૧.

માતજી તારી પાસ હું આવું,
શુભ ભક્તિઓ સાથમાં લાવું;
વા'લા ઈસુને મનમાં હું ભાવું, કે હેતે સૌ બાળ વંદીએ...માતા...૨.

પાપી જનોને સા'ય તું કરજે,
કૃપા વધારી રક્ષણ કરજે;
તારા દાસોને સ્વર્ગે તું લેજે, કે હેતે સૌ બાળ વંદીએ...માતા...૩.

## ૧૧૫. માતા મારીઆ સ્નેહાળ

રાગઃ—ઊઠયો આજે ઈસુ રાય

માતા મારીઆ સ્નેહાળ, કરજે વિનંતિ આ વાર...ટેક.

પસંદ વિભુથી થએલી, તું તો કૃપા માંય રહેલી;
તેં જન્માવ્યો તારણહાર. કરજે વિનંતિ આ વાર......૧.

સાચે દુઃખીના દિલાસા, તું અપરાધીઓની આશા;
ઓ સદ્‌ગુણ તણા ભંડાર, કરજે વિનંતિ આ વાર......૨.

માતા સહાય કર સંભાળી, ગુણો ગાઈએ પોકારી;
સ્વર્ગે થઈએ સુખી અપાર કરજે વિનંતિ આ વાર......૩.

## ૧૧૬. મીઠા સૂરે ને મિષ્ટ કંઠથી સૌ ગાવ

મીઠા સૂરે ને મિષ્ટ કંઠથી સૌ ગાવ,
સ્વર્ગીય બાળાનાં વખાણ રે, વંદન હો હિંદની રાણીને...૧.

નામ ઊંચું ને ઊંચી ચાહના રે લોલ,
મારીઆ જન્માવે તારનાર રે, વંદન હો હિંદની રાણીને...૨.

શોભે દૂતો ને સંત શોભતા રે લોલ,
મારીઆ અનુપમ સોહાય રે, વંદન હો હિંદની રાણીને...૩.

'મે' એ ખીલી ને ખીલે દેશમાં રે લોલ,
મારીઆ નિર્મળ અજવાળ રે, વંદન હો હિંદની રાણીને...૪.

રૂડી રાત્રી ને ચંદ્ર ઊગિયા રે લોલ,
મારીઆ પાપી તણો બચાવ રે, વંદન હો હિંદની રાણીને...૫.

ઈસુ રાજા ને રાજ્ય દેવનું રે લોલ,
મારીઆ રાણી દેશો દેશ રે, વંદન હો હિંદની રાણીને...૬.

આશા રાખીને આજ માગીએ રે લોલ,
મારીઆ કરજો અમને સા'ય રે, વંદન હો હિંદની રાણીને...૭.

## ૧૧૭. રાત ને દિવસ ભરપૂર પ્રેમરસ

રાત ને દિવસ ભરપૂર પ્રેમરસ, મારી જીભ કીર્તન ગાય છે,
પ્રેમની માને, શુદ્ધ તારાને જે અતિશય સોહાય છે...ટેક.

માલિક પ્યારી, પાળક સારી દિન વાડીની ખીણુ માંય,
તું જે આંખને જુએ તેમને છે દિલાસો ને સુખદાય...૧.

લાકડી તારી સંભાળનારી, ને તુજથી જે મોટી થાય,
તેથા તારાં ઘેટાં પ્યારાં નિડરપણે ચલાવાય...૨.

તારૂં સ્વરૂપ શોભે અનુપ, તેવું ને તેવું હમેશ,
ગુલાબનું ફૂલ તાજું અમૂલ, સરખાવી તેં સાથ પરમેશ...૩.

દેવપિતાની દ્રાક્ષ બાગમાંનું રે તું છે ફળ ઉત્તમ ખાસ,
વાસે અતુલ, ઉત્તમ તું ફૂલ જેની દેવ લે હરનિશ વાસ...૪.

રે મહિમાની આ સ્વામિની જે માગે છે તુજ રક્ષાય,
તેઓ બધાય આત્માની માંય પામે શાંતિ, સુખ સદાય...૫.

## ૧૧૮. આનંદના પાંચ મર્મો

*રાગ:—અમારી જે રાણી*

ગાબ્રિએલ દૂત આવ્યો ખબર કહેવા,
ભાગ્યવંત તું છે ઈસુની મા થવા............૧.

પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ,
પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ. ......ટેક.

પ્રીતે ભરેલ કુંવારી ઉતાવળે જાય,
પિત્રેણ એનનો દીકરો આશીર્વાદિત થાય......પ્રણામ...૨.

માતાથી જન્મેલ ફૂલ જે આકાશનો રાય,
દૂત અને ભરવાડો તેનાં સ્તોત્રો ગાય......પ્રણામ...૩.

મંદિરમાં ઈસુને માત કરે અર્પણ,
ને સીમેઓન તારણહાર કરે ગ્રહણ......પ્રણામ...૪.

શોધ્યો પુત્ર મારીઆએ મહા દુ:ખથી,
થયો ભેટો મંદિરમાં મોટા હર્ષથી......પ્રણામ...૫.

## ૧૧૯. દુ:ખના પાંચ મર્મો

*રાગ:—અમારી જે રાણી*

પ્રાર્થના કરતો ઈસુ જેતુન વાડીમાં,
થયો ઘામ રુધીરનો મોટી ધારોમાં...........૧.

પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ,
પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ. ......ટેક.

બાંધેલ ઈસુ વેઠે છે કોરડાનો માર,
ઘાયલ શરીર ભોગવે તીવ્ર દુ:ખ અપાર......પ્રણામ...૨.

વિંધ્યું શીશ ઈસુનું કંટક મુગટથી,
દંડ ખમે છે પાપનો કરેલ અમોથી......પ્રણામ...૩.

ઇસુ ક્રૂસ લઈ ચાલતાં પડે છે ત્રણ વાર,
દીકરાને જોઈ માતા ખિન્ન થાય છે અપાર......પ્રણામ...૪.

માતા જુએ ઇસુને સ્થંભે જડેલ,
મનુષ્ય પાપ કાજે પ્રેમથી અર્પાએલ......પ્રણામ...૫.

## ૧૨૦. વૈભવના પાંચ મર્મો

### રાગઃ—અમારી જે રાણી

વિજય મોત પર લેતાં ઊઠયો જગત્રાતા,
મા' પ્રતાપથી ઝળકે છે જીવનદાતા.................૧.

પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ,
પ્રણામ, પ્રણામ, પ્રણામ મારીઆ. } .........ટેક.

સ્વર્ગે ચઢતાં યશે ઇસુ રાય દીપે,
બિરાજે બાપને જમણા હાથ સમીપે........પ્રણામ...૨.

સ્વર્ગથી ઊતરે મોકલેલ પવિત્ર આત્મા,
તે ઉજ્જવલ જીભ રૂપે, પ્રીત લાવે મનમાં........પ્રણામ...૩.

દેવ માતા આનંદમય સ્વર્ગ કરે પ્રવેશ,
દેહ, આત્મા સાથ પામે સ્વર્ગીય ઉજેસ........પ્રણામ...૪.

દૂત સંતોથી મારીઆ ઊંચે સ્થાને,
તેને આકાશ, પૃથ્વી સૌ રાણી માને........પ્રણામ...૫.

## ૧૨૧. રોસારની સ્વામિની

રોસારની સ્વામિની,
અમને લો આપની બાથમાં,
મજબૂત પકડો હાથમાં,
અમને કદી છોડો મા,
પડવા ન દો પાપમાં. } (૨)......૧.

રોસારની સ્વામિની,
અમને શુદ્ધ હમેશ રાખો.
અમને ખરા ખ્રિસ્તી કરો.
સ્વર્ગનો માર્ગ અમને બતાવો,
છેલ્લે ત્યાં અમને લો. } (૨)......૨.

## ૧૨૨. શુદ્ધપણું તુજ ધન્ય મનાઓ

દોધક

શુદ્ધપણું તુજ ધન્ય મનાઓ  વ્હાલ અને અતિ મિષ્ટ સદા હો:
મોહક મા તુજ સુંદરતાએ.  આનંદ લે પ્રભુ ત્રૈક્ય સદાએ...૧.

રાજતણી તનયા પ્રિય દેવી  શ્વેત રૂડી મરીઆ અતિ કેવી!
અંતર, જીવન, આતમ સાથે  વા'લીજ માત મૂકું તુજ હાથે...૨.

ફેરવ સૌ પર દૃષ્ટિ કૃપાળુ,  દે ન મને તજી માત દયાળુ;
બાળક તુજ તણો થઈ આવું  સ્વર્ગ. સદા તુજ હું ગુણ ગાઉં...૩.

## ૧૨૩. સલામ ઓ રાણી (સાલ્વે રેજીના)

સલામ ઓ રાણી દયા કેરી માત તું,
જીવન, ગળપણ ને ઉમેદ, દીન અરજ વદીએ દયાળુ માતને...૧.

દુઃખી હવાનાં દેશનિકાલ છોકરાં.
બોલાવીએ માગીને હાંક, દીન અરજ વદીએ દયાળુ માતને...૨.

દુઃખી આંસુડાંની ભરેલી ખીણથી,
રડતાં નિસાસા નંખાય, દીન અરજ વદીએ દયાળુ માતને...૩

અરે અમ સારૂ વિનંતિ કરનાર તું,
ફેરવ તું દયાની આંખ, દીન અરજ વદીએ દયાળુ માતને...૪.

મુબારક ફળ ઈસુ તારા પેટનું,
અંતકાળ કેડે દેખાડ, દીન અરજ વદીએ દયાળુ માતને...૫.

પ્રેમી, કુંવારી, મીઠી, દયાળ માત તું,
તુજ સમા ગુણ અમને આપ, દીન અરજ વદીએ દયાળુ માતને...૬.

વા'લી માતા સૂણી બાળોની હાંકને,
હરઘડી અમ પાસે આવ, દીન અરજ વદીએ દયાળુ માતને...૭.

## ૧૨૪. સાલ્વે રેજીના (સલામ ઓ રાણી)

સાલ્વે રેજીના, માતેર મીસેરીકોર્દીએ,
વિતા દુલ્ચેદો એત સ્પેસ નોસ્ત્રા સાલ્વે.
આદ તે કલામામુસ એક્ષસુલેસ ફીલીએવે.
આદ તે સુસ્પીરામુસ જેમેન્તેસ એત ફ્લેન્તેસ
ઈન હાક લાક્રીમારૂમ વાલ્લે.
એયા એર્ગો, આદ વોકાતા નોસ્ત્રા
ઈલ્લોસ તુઓસ મીસેરીકોર્દેસ ઓકુલોસ
આદ નોસ કોનવેર્તે.
એત યેસુમ બેનેદીકતુમ ફ્રુકતુમ વેન્ત્રીસ તુઈ
નોબીસ પોસ્ત હોક એક્ષીલીઉમ ઓસ્તેન્દે.
ઓ કલેમેન્સ, ઓ પીઆ, ઓ દુલ્ચીસ વિર્ગો મારીઆ.

## ૧૨૫. સલામ, સલામ મારીઆ

સલામ, સલામ મારીઆ,
સલામ કૃપાદાન ભરપૂર મારીઆ;
સલામ, સલામ મારીઆ.........ટેક.

અમારો પ્રભુ તારી સાથે છે;
ભાગ્યવંત તું સૌ સ્ત્રીઓમાં છે......સલામ......૧.

હે મારી માતા ભાગ્યવંત તું સ્ત્રીઓમાં;
ધન્ય તારા પેટનું ફળ ઈસુ.....સલામ......૨.

હે સંત મારીઆ, પરમેશ્વરની માતા;
અમારે માટે વિનંતિ કર.....સલામ......૩.

તારી મદદ આજ પાપી પ્રાપ્ત કરે;
અને મોતની વખતે આમેન.....સલામ......૪.

## ૧૨૬. સલામ સાગરના તારા (આવે મારીસ સ્તેલ્લા)

સલામ સાગરના તારા,
દેવની મા માયાળુ,
તું હમેશ કુંવારી.
સ્વર્ગનું સુખી બારણું......૧.

તું સલામ કરેલી,
ગાબ્રિએલના મોંથી,
હેવા નામ તે ફેરવ્યું,
તું અમને શાંતિ આપ......૨.

પાપીઆને છોડાવ,
આંધળાને દે જોવા,
દુઃખથી અમને બચાવ,
તું અમને શાંતિ આપ......૩.

પ્રીતિની મા તું થા,
તારનાર દે જોવા,
તારો દીકરો કહેવાય,
તુજથી પ્રાર્થના સાંભળે......૪.

ઉત્તમ તું કુંવારી,
સહુથી તું દયાળુ,
તુજથી શુદ્ધ થએલા,
નિર્દોષ અને શાંત......૫.

શુદ્ધ જીવન અમને આપ,
ને રસ્તો નિર્ભય કર,
ખ્રિસ્ત ઈસુને જોતાં,
અમ હમેશ હરખાઈએ......૬.

## ૧૨૭. આવે મારીસ સ્તેલ્લા (સલામ સાગરના તારા)

આવે મારીસ સ્તેલ્લા,
દેઈ માતેર આલ્મા,
આત્કવે સેમ્પેર વિર્ગો,
ફેલીક્ષ ચેલી પોર્તા ૧.

સુમેન્સ ઈલ્લુદ આવે,
ગાબ્રિએલીસ ઓરે,
ફુન્દા નોસ ઈન પાચે,
મુતાન્સ એવે નોમેન ૨.

સોલ્વે વિંકલા રેઈસ,
પ્રોફેર લુમેન ચેચીસ,
માલા નોસ્ત્રા પેલ્લે,
બોના કુંકતા પોસ્ચે...૩.

મોન્સ્ત્રા તે એસ્સે માત્રેમ,
સુમાત પેર તે પ્રેચેસ.
ક્વી પ્રો નોબીસ નાતુસ,
તુલીત એસ્સે તુઉસ...૪.

વિર્ગો સીંગુલારીસ.
ઈન્તિર ઓમ્નેસ મીતીસ.
નોસ કુલ્પીસ સોલુતોસ,
મીતેસ ફાક એત કાસ્તોસ...૫.

સીત લાઉસ દેઓ પાત્રી,
સુમ્મો ખ્રિસ્તો દેકુસ.
સ્પીરીતુઈ સાંક્તો,
ત્રીબુસ હોનોર ઉનુસ...૬

## ૧૨૮. લોરેટોની લીટની

કીરિએ, એલેઈસોન.
ખ્રિસ્તે, એલેઈસોન.
કીરિએ, એલેઈસોન.
ખ્રિસ્તે, ઑદી નોસ.
ખ્રિસ્તે, એક્ષૌદી નોસ

પાતેર દે ચેલીસ દેઉસ,
ફીલી રેદેમ્પતાર મુન્દી દેઉસ.
સ્પીરીતુસ સાન્કતે દેઉસ,
સાન્કતા ત્રીનીતાસ ઉનુસ દેઉસ.
મીઝેરેરે નોબીસ.

સાન્કતા મારીઆ,
સાન્કતા દેઈ જેનીત્રીસ.
સાન્કતા વિર્ગો વિર્જિનુમ,
માતેર ખ્રિસ્તી,
માતેર દિવીને ગ્રાત્સિએ,
માતેર પુરિસ્સિમા.
માતેર કાસ્તીસ્સિમા,
માતેર ઈનવીઓલાતા.
ઓરા પ્રો નોબીસ.

માતેર ઇન્તિમેરાતા,
માતેર આમાબીલીસ.
માતેર આદમિરાબિલીસ,
માતેર બોની કોન્સીલિઈ,
માતેર ક્રેઆતોરીસ,
માતેર સાલ્વાતોરીસ,
વિર્ગો પ્રુદેન્તીસ્સિમા,
વિર્ગો વેનેરાન્દા,
વિર્ગો પ્રેદીકાન્તા,
વિર્ગો પોતેન્સ,
વિર્ગો ક્લેમેન્સ,
વિર્ગો ફિદેલીસ,
સ્પેકુલુમ યુસ્તિત્સિએ,
સેદેસ સાપિએન્તિએ,
કાઉસા નોસ્ત્રે લેતિત્સિએ,
વાસ સ્પીરીતુઆલે,
વાસ હોનોરાબિલે,
વાસ ઇનસીગ્ને દેવોત્સિઓનીસ,
રોસા મિસ્તીકા,
તુર્રીસ દાવીદીકા,
તુર્રીસ એબુર્નેઆ,
દોમુસ ઔરેઆ,
ફેદેરીસ આર્કા,
યાનુઆ ચેલી,
સ્તેલ્લા માતુતીના,
સાલુસ ઇન્ફીર્મોરુમ,
રેફુજીઉમ પેક્કાતોરુમ,
કોન્સોલાત્રીક્ષ આફ્લીક્તોરુમ,
ઔક્ષીલીઉમ ખ્રીસ્તીઆનોરુમ,

ઓરા પ્રો નોબીસ.

રેજીના આન્જેલોરૂમ,
રેજીના પાત્રિઆર્ખારૂમ,
રેજીના પ્રોફેતારૂમ,
રેજીના આપોસ્તોલોરૂમ,
રેજીના માર્તીરૂમ,
રેજીના કોન્ફેસોરૂમ,
રેજીના વિર્જીનુમ,
રેજીના સાન્કતોરૂમ ઓમ્નિઉમ,
રેજીના સીને લાબે ઓરીજીનાલી કોન્ચેપ્તા,
રેજીના સાક્રાતીસ્સિમી રોસારી,
રેજીના પાચીસ,

ઓરા પ્રો નોબીસ.

(૧) આગ્નુસ દેઈ કવી તોલ્લીસ પેક્કાતા મુન્દીઃ પાર્ચે નોબીસ દોમિને.

(૨) આગ્નુસ દેઈ કવી તોલ્લીસ પેક્કાતા મુન્દીઃ એક્ષૌદી નોસ દોમિને.

(૩) આગ્નુસ દેઈ કવી તોલ્લીસ પેક્કાતા મુન્દીઃ મીસેરેરે નોબીસ.

ખ્રિસ્તે, ઔદી નોસ.
ખ્રિસ્તે, એક્ષૌદી નોસ.



# સંતોનાં ગુણગાન



## ૧૨૯. ગુણો તારા યોસેફ પ્યારા (સાત સુખ)

ગુણો તારા યોસેફ પ્યારા ઉત્તમ નીતિ બળ,
પસંદ કીધો આકાશી બાપે ઇસુની માનો વર,
વંદન ખ્રિસ્ત પાલનહાર......ટેક.

દૂત મુખેથી જવ તેં જાણ્યો ઇસુ તણો અવતાર,
હરખ હૈયે અતૂલ થાતાં દુઃખ ટળ્યું તત્કાળ.. ...વંદન...૧.

બેથલેહેમે ગયાં જ્યારે નામ નોંધાવા માટ,
દેવ ઇસુજી જનમ્યો, ત્યારે ભજ્યો મારીઆ સાથ......વંદન...૨.

બાળ ઇસુના પવિત્ર નામે હર્ષિત રહ્યા અમાપ.
પોષણ કર્યું પૂરણ પ્રેમે થઈને પાળક બાપ......વંદન...૩.

મારીઆ ને ઇસુના દુઃખે તારણ સૌનું થનાર,
જાણ્યું એવું ભવિષ્યવાતે હરખાયો તે વાર......વંદન...૪.

બાળ ઇસુને મીસર આણ્યો ધૈર્ય ધરી તત્કાળ,
મૂર્તિઓ આખા મીસરકેરી ભાંગી પડી ઝટવાર......વંદન...૫.

મીસરમાંથી પાછાં જવાને દૂતે કીધો સંદેશ.
બાળક અને મારીઆ સાથે વસ્યો તું નાઝારેથ......વંદન...૬.

ઇસુ ખોવાયો ઉત્સવ માંહે દુઃખથી કીધી શોધ.
મંદિરમાં શાસ્ત્રીઓ મધ્યે આપતાં દીઠો બોધ......વંદન...૭.

## ૧૩૦. ગુણો તારા યોસેફ પ્યારા (સાત દુઃખ)

ગુણો તારા યોસેફ પ્યારા ઉત્તમ નીતિ બળ,
પસંદ કીધો આકાશી બાપે ઇસુની માનો વર.
વંદન ખ્રિસ્ત પાલનહાર......ટેક.

ધન્ય કુંવારી મારીઆ તારી કન્યા દોષ રહિત,
મૂકી દેવાના વહેમ કાજે દિલે થયો ભયભીત...વંદન... ૧.

ધન્ય પૂર્વજ મનુજ થએલા શબ્દના પાળકબાપ,
ઈસુ જનમ્યો ગધા ગભાણે કીધો અતિ સંતાપ...વંદન... ૨.

નિયમ પાળ્યા તેં પ્રભુ કેરા રહી આજ્ઞા મોઝાર,
સુનત ભેદે રક્ત ઈસુનું વે'તાં દૂભ્યો અપાર...વંદન... ૩.

સંત શીમેઓન કેરા મુખે, સૂણી ભવિષ્યવાત,
ઈસુ અને મારીઆ વિષે, હૈયે થયો ઉત્પાત...વંદન... ૪.

હેરોદ રાયે કેર કરીને, કપાવ્યાં નાનાં બાળ,
ઈસુ બચાવવા મીસર ગયો, કષ્ટ લહ્યું વિકરાળ...વંદન... ૫.

લાવવા પાછો ઈસુ મીસરથી, હર્ષે થયો તૈયાર,
આખેલાસની બીક નિમિત્ત, હર્ષ મટયો તે વાર...વંદન... ૬

પાળ્યું પાસ્ખા યેરૂસાલેમે ખોવાયો ઈસુ બાળ,
દુઃખી થઈને શોધ કરી તેં ન હતો વાંક લગાર...વંદન... ૭

## ૧૩૧. પ્રિય યોસેફ શુદ્ધ ને મીઠા

પ્રિય યોસેફ શુદ્ધ ને મીઠા, ઈસુનો તું સંભાળનાર,
આફતથી તું મા ને બાળક મીસર દેશમાં બચાવનાર. ......૧.

જય યોસેફ વર કુંવારા સ્વર્ગમાં સૌથી સુખ લેનાર; }
અંતકાળમાં મોતની વેળા સૌનું રક્ષણ રક્ષણ કર. } ...ટેક.

ઈસુ બાળક આરામ લેતા, તારી નમ્ર છાતીમાં,
દૂતો તેને સન્માન આપતાં, મોટી મોટી ખુશીમાં. ......૨.

## ૧૩૨. ઓ રક્ષણ કરનારા દૂત

ચોપાઈ

ઓ રક્ષણ કરનારા દૂત, વાસો તારો છે વૈકુંઠ;
હેવે તુજને સોંપ્યો બાળ, રાત દિવસ લેજો સંભાળ...૧.

ખાતાં, પીતાં, કરતાં કામ, ફરતાં, ઊંઘતાં હે તું ધ્યાન;
રાત, દિવસ, ઘરમાં ને બા'ર, ચિંતા તુજને છે સૌ ઠાર...૨.

છે તુ પ્રેમી મુજ સંઘાત, મિત્ર થઈ ચાલે છે સાથ;
મુજ પર તારો મોટો પ્રેમ, વિસરાએ મુજથી તે કેમ?...૩.

આફતમાં તું રે' છે સાથ, રક્ષણ કરવા ભીડે બાથ;
મૃત્યુ ભયથી રાખી દૂર મુજ સંકટ કાઢે છે દૂર...૪.

દેહ, જગત, પાપી શેતાન ત્રણેય શત્રુ થઈ મસ્તાન;
રાત દિ મચવે બહુ તોફાન, તુજ વિણ પામું હું નુકસાન...૫.

જો ના હોયે તારી સા'ય, અજમાયશ માંહે શું થાય?
શત્રુ મુજને ક્યાં લઈ જાય? હાલ જ મારા કેવા થાય?...૬.

માટે રે'મો તું સંભાળ, અજમાયશમાં મુજ કર ઝાલ;
ચાલું તુજ પાછળ થઈ દાસ, જેથી પામું સ્વર્ગીય વાસ...૭.

મુજ પર તારા બહુ ઉપકાર, ગણતાં તેનો નાવે પાર;
સંભારી તે સૌ આ વાર, માનુ છું તારો આભાર...૮.

## ૧૩૩. ઓ ઇગ્નાસ તું ખરો સ્થાપક

*રાગ:—ખમાજ*

ઓ ઇગ્નાસ તું ખરો સ્થાપક રાજેશ્રી મંડળ કેરો;
ને છે યોદ્ધપતિ ઇસુની લશ્કરી ટુકડી કેરો ... ૧.

તુજ શૌર્ય કેરાં કામો ને શૂર મહા ભારત બહુ;
તે કામો અત્રે ફેલાઈ પામે છે વિજય બહુ ... ૨.

ચાલો, ચાલો શૂરવીરો સૌ હોંશે રણજંગે ચડો;
પડઘમોની તાલ મીલાવી શત્રુની સાથે લડો ... ૩.

નરક ધ્રૂજે છે બીહીને નાદ કૂચનો સૂણીને;
સંજ્ઞા, સાદ કરે રિપુ જો પતિત તેની સેનાને ... ૪.

લાવે રિપુ સેના તેની કરવા હલ્લો રણભોમે;
ઝનુન, વિશ્વાસઘાત સાથે તેના પક્ષે બહુ ઘૂમે ... ૫.

પણ ઇગ્નાસ ભણી છે ઝાઝાં કૃપા, શકિત, સદ્‌ગુણો;
ફરફર ફરકે ઝુંડો તેના "ઇસુની વિજય" વાળો ... ૬.

શકિતમાન સૈનિકો તેના પોકારે "ઇસુની જય";
ને તુરાઈ સાથે ડંકો પણ પોકારે "ઇસુની જય" ... ૭.

## ૧૩૪. તું ઇગ્નાસ છે હિંમતવાન અગ્રેસર

તુ ઇગ્નાસ છે હિમતવાન અગ્રેસર,
ઇશ્વિરના મહિમાનો આગેવાન;
જીવનનન મિત્ર તું છે રાયના રાયનો,
દેવથી મેળવ, અમ કાજ સહાય ને હામ.........ટેક.

પામ્પલોનામાં તું થઇ પડયો ઘાયલ,
પણ તને દેવે દઢ ઉઠાડયો;
દુસ્મનની ગોળીથી તુ ઘવાયો,
એ હાર્યાથી તુ જયવાન બન્યો.........૧.

સ્વર્ગીય રાણીને મોનસેરાતમાં,
કરો છો અર્પણ યુદ્ધનાં હથિયાર;
દૈહિક પ્રેમ સ્વર્ગીય પ્રેમમાં પલટાયો,
એવું દિલમાં નિહાળ્યું તે વાર.........૨.

માન્રેસાની ગુફામાં વિચાર્યું,
મારે શું કરવું ઇસુને કાજ;

ઈસુ પર પ્રીતિ કરીશ હું ગાઢી,
ને કરાવીશ સૌ લોકો પાસ.........૩.

ઈસુનો પ્રેમ માનવીના હૃદયમાં,
ઉપજાવવા તમે પુસ્તક રચ્યું;
ઈસુ, મારીઆની સહાયથી ઉપયોગી,
સંત ઉપજાવનાર તે યંત્ર બન્યું.........૪.

બાસીલોના, આલકાલા, સાલામાંકા,
ને પારીસમાં શોધીને વિદ્યા:
પ્રાપ્ત થયા પછી તે વિદ્યાથી,
ફેલાવ્યો પરમેશ્વરનો મહિમા.........૫.

શ્રીસભાને સહાય કરવા ધારીને,
મંડળ સ્થાપ્યું ઈસુનું દઈ નામ;
ફેલાવો દેવનો મહિમા મહા મોટો,
મંડળને ફરમાવ્યું છે એ કામ.........૬.

## ૧૩૫. કિનારા પર જુઓ નિશાણી (૫૦ શ્રા. ઝાવિએરને)

કિનારા પર જુઓ નિશાણી,
ફ્રાન્સિસ ઝાવિઅર બેઠો વહાણ.
વેગળા પૂર્વના દેશો જાણી,
તે ગમ તેની ઇચ્છા પ્રમાણ,
અરજ તેણે ઉઠાવી, ને ખ્રિસ્તને જણાવી,
"તું આત્મા, ફક્ત આત્મા, હા, આત્મા તું આપ"......૧.

પરભૂમિ ને સર્વ પ્રદેશો,
જ્યાં કરે છે બાવ તેનુ મોં,
સાંભળે તેનું છોકરાં પુરુષો,
લે ચિત્તમાં પણ શિખામણો,
દેવ કૃપા પ્રમાણે, જો સર્વ ઠેકાણે;
પરમેશ્વરની પ્રીતિ પ્રેમ પ્રીતિ વધે......૨.

પૂર્ણ ખ્રિસ્તને આધીન થએલો,
તે રહ્યો પણ અંત હિંમતવાન,
આકાશના દૂતોથી ઘેરેલો;
એક છાપરામાં તે છોડતો પ્રાણ;
તે ઈસુને ગમે, ને દયાથી નમે,
મારીઆ, મારીઆ, મારીઆ તે ગમ......૩.

## ૧૩૬. કૃપા ભરેલા સંત ઝાવિઅર

*રાગ:—ઈસુ, મારીઆ, યોસેફ સા'ય*

કૃપા ભરેલા સંત ઝાવિએર, સહાય કરજો અમ પર મે'ર...ટેક.

વૈભવ, માન અને મોટાઈ, તજી સંસારી પ્રીત
માત્ર ઈસુ પર હેત ધરો છો, હિંદતણા પ્રેરિત......કૃપા...૧.

તૃષા, ભૂખ ઠંડી ને આતપ, વેઠયાં જીવનાં દુઃખ;
સાટે હિંદજન તારણ પામી, પામે સ્વર્ગીય સુખ...કૃપા...૨.

રાજ ઈસુનું જામે ભારતમાં, પ્રસરે તારણ જોત;
ટળે તિમિર શેતાન રિપુનું, પ્રગટે દિવ્ય ઉદ્યોત.. કૃપા...૩.

સાચા ચેલા ઈગ્નાસ કેરા, વર્તને તેના સુત;
સપુત ગુણી ઈસુ મંડળના, ઈશ્વરી યશના દૂત...કૃપા...૪

લોહીથી ભિંજેલ ક્રૂસને ભેટી, ચાલ્યા ઈસુની પેર;
દીનતા, શુદ્ધતા, આધીનતાની, અમૂલ્ય સાંધી સેર...કૃપા...૫

ગાજી રહ્યાં છે પ્રાચી દીગમાં, ત્રૈક્ય પ્રભુનાં કીર્ત;
જુઠા દેવે દે'રાં છોડયાં, તૂટયાં ભૂંડાં તીર્થ...કૃપા...૬.

વિદેશીઓમાં પ્રસારવાને તારક ઈસુ નામ;
દેવ તરફથી વાંછિત વાસણ, તમ આવ્યા આ ધામ...કૃપા...૭.

લૂલાં, મૂગાં, અંધ સૌ સાજાં, એકજ બોલથી થાય;
દુઃખ સંકટમાં આવી પડેલાં પામે તમથી સા'ય...કૃપા...૮.

વા'લા ફ્રાન્સિસ નિત અમ કાજે, પ્રેમથી કરજો પ્રાર્થ;
દીન પથિક પર જીવન યાત્રે, દયા કરે જગન્નાથ...કૃપા...૯.

હિમાલયથી લંકા દ્વીપે પૂજાય ઇસુ ખ્રિસ્ત;
ગુર્જર ભોમથી બ્રહ્મદેશ લગી તમ ચરણે સૌ શીશ...કૃપા...૧૦.

## ૧૩૭. દૈવી દાનોથી દીપતા ઓ (૫૦ ફ્રા. ઝાવિએરને)

ચરણાકુળ

દૈવી દાનોથી દીપતા ઓ,
ફ્રાન્સિસ તારો વિજય થાઓ;
સૂણ અરજ તું પ્રીતે અમારી
વદીએ દાસો તુજ પોકારી...૧.

મોજમઝા, વૈભવ, મોટાઈ,
સર્વ તજી ધરી તેં ગરિબાઈ;
હિંદતણા કિનારે આવી,
વાત બધે પ્રભુની ફેલાવી...૨.

ડુંગર, કોતર, સાગર, ખાડી,
જંગલ ને ખાણનો ભય ટાળી;
ફરી ફરી ત્યાં આત્મા ખોળ્યા;
કષ્ટો સહી સુપંથે દોર્યા...૩.

દેવ પ્રીતિની જળહળ જવાળા,
મારે તારા દિલે ઉછાળા;
તે પ્રીતે પ્રભુ વાત પ્રસારી,
દેશોદેશ હિંમત ધારી...૪.

ક્રૂસ ઇસુનો ધરીને હાથે,
ભેખ ધર્યો તેં દીનતા સાથે;
ભૂખ, તરસ, ટાઢ, તાપ વેઠયાં;
જોખમને પણ પ્રીતથી ભેટ્યાં...૫.

ઘેટાંને વાડામાં વાળ્યાં,
હિંદુને કેથલિક બનાવ્યાં;
હિંદુ જનોના ઉદ્ધાર માટે,
પ્રાર્થ. તપો કર્યાં તેં સાટે...૬.

પોકાર કરી પ્રાચી દીશે,
બોધ સુણાવ્યો ઇસુ વિશે;
શિષ્ય થયો તું પ્રભુનો પ્યારો,
જગ સ્વર્ગે છે, મહિમા તારો...૭.

અમ દીનોની પ્રાર્થ સ્વીકારી;
શેતાન શત્રુ દે સંહારી,
ખ્રિસ્ત ઇસુની કીર્તિ વધારી,
દે હિંદમાં ખરી શ્રદ્ધા પ્રસારી...૮.

## ૧૩૮. જય આલોઇસ્યુસ જય

જય આલોઇસ્યુસ જય !
દૂતોના આનંદ જય !
ઓ આલોઇસ્યુસ !
સુંદર કુમુદ તું છે,
તું ઈદન વાડી માંહે,
જય આલોઇસ્યુસ......૧.

જય આલોઇસ્યુસ જય !
અમારો રક્ષક તું,
ઓ આલોઇસ્યુસ !
જેમ હિરો ચળકે છે,
તેમ તું પ્રકાશે છે !
જય આલોઇસ્યુસ......૨.

જય આલોઇસ્યુસ જય !
પાપમાં ન પડવા દે,
ઓ આલોઇસ્યુસ !
તું અમને નિર્દોષ કર,
ને શુદ્ધ જેવો તું છે,
જય આલોઇસ્યુસ......૩.

જય આલોઇસ્યુસ જય !
પ્રભુના મિત્ર તું,
ઓ આલોઇસ્યુસ !
વકીલ અમારો થા,
સમર્થ ને માયાળુ,
જય આલોઇસ્યુસ !......૪.

## ૧૩૯. ઓ આલોઇસ કર અમને શુદ્ધ

ઓ આલોઇસ કર અમને શુદ્ધ, શૂરા રક્ષક તરૂણ,
આદર્શ પવિત્રતા કેરો પંકાયું જગે ફુલ...ઓ...૧.

આત્મા હતો શુદ્ધ તારો જાણે શ્વેત સુંદર ફુલ,
સુવાસ આખા જગે તેની પ્રસરી ખરે અણમૂલ...ઓ...૨.

માઠું કંઈ પાપ ના હોતાં, સંભાળ્યું પ્રાણ ફુલ,
સાધ્યાં બારે તપ, ઉપવાસો, કાજે નાની ભૂલ...ઓ...૩.

દૂતોની ગણી મારીઆને અર્પ્યું તારૂં ફુલ,
પરમાનંદે લીધાં વ્રતો તેં પ્રીતિથી અતૂલ...ઓ...૪.

કરવા પ્રસન્ન મારીઆ માને મૂક્યું હસતે ફુલ,
તેં વ્રતો હેતે પાળતાં, માની રે માતા તુલ્ય...ઓ...૫.

જેસુઈટોમાં જોડવાને મા ઇચ્છે તું ફુલ,
વેઠીને સર્વ અડચણો પ્રાપ્તી ઇચ્છા તેં પૂર્ણ...ઓ...૬.

રોમા નગરમાં રોગીઓને કીધી સા'ય અખૂટ,
પ્રીતિએ પ્રાણ આપ્યાથી બન્યું રે રાતું ફુલ...ઓ...૭.

દુનિયા, દેહ અને શેતાન ફસાવે સૌને ખૂબ,
કરજે તું સા'ય અતિઘણી ઓ શુદ્ધતાનું ફુલ...ઓ...૮.

## ૧૪૦. સ્તાનિસલાઉસ રક્ષા અમારી કરજો રે

સ્તાનિસલાઉસ રક્ષા અમારી કરજો રે,
પ્રભુના સંત હૃદયો ઊંડાં ભરજો રે,
જગમાં જનમ્યા રે, સ્વરગ પામવા રે...સ્તાનિસલાઉસ......૧.

દીધો તમને કોમ્મુન્યો દૂતે વા'લથી રે,
લઈએ ઇસુ ખ્રિસ્તને અમો ભાવથી રે,
પાપથી દૂર રે'વા, બનવા દૂત જેવા...સ્તાનિસલાઉસ......૨.

સગાં સહોદર ખ્રિસ્તને કાજે છોડીઆં રે,
ધર્મ ખા'ને સંપત વિણ તીરથ ખેડીઆં રે,
દુઃખો સહીએ રે, પ્રભુને ગમીએ રે...સ્તાનિસલાઉસ......૩.

સાચા સૈનિક પ્રભુની પાસે માગજો રે,
હિંદના યુવાન પવિત્રા સંગ બાલજો રે,
પ્રભુની માત પ્યારી, છે માતા અમારી...સ્તાનિસલાઉસ......૪.

## ૧૪૧. કીર્તિશાળી વેદી સેવક (૫૦ યોહાન બેર્કમાન્સને)

કીર્તિશાળી વેદી સેવક, પવિત્ર યોહાન બેર્કમાન્સ,
સ્વર્ગે મહિમા તારો મોટો, રક્ષક તું નાનાંનો ખાસ;
સર્વે જનને કાજે પ્રેમે, કર વિનંતિ ઇસુ પાસ,
કરીએ તારા જેવાં કામો, માટે મેળવ કૃપા ખાસ....૧.

પસંદ કીધો દેવે તુજને, લાવી તુજ પર હેત અપાર.
નાનપણામાં કર પકડીને, આણ્યો રે દેવળ મોઝાર;
બન્યો તેથી તું સદ્‌ગુણી દૂત થયો રહી વેદી પાસ,
કરીએ તારા જેવાં કામો માટે મેળવ કૃપા ખાસ....૨.

આત્મા ઉજ્જવળ કંચન સરખો, મન, હૈયે તું તદ્દન શુદ્ધ,
તારૂં જીવન છે પ્રકાશિત, શ્રેષ્ઠ નમૂનો ને અદ્‌ભૂત;
મન, કર્મે ને બોલે મીઠો. નમ્રપણામાં નહિ ક્યાસ.
કરીએ તારા જેવાં કામો માટે મેળવ કૃપા ખાસ....૩.

## ૧૪૨. પુનિત શાણો સંત પ્રભુનો (ઇસ્તે કોન્ફેસ્સોર)

પુનિત શાણો સંત પ્રભુનો સહુ જેને પિછાણે,
દુનિયાના શ્રદ્ધાળુ સઘળા ભક્તિથકી વખાણે;
તે પામ્યો મેળવવાને.
માન સંતોનું આ ટાણે......૧.

તેનો આત્મા તેના તનથી ગયો સ્વરગમાં ચાલી,
ત્યાં સુધી તે ધાર્મિક, ડાહ્યો રહ્યો દુર્ગુણ ટાળી;
ગાળ્યું જીવન નિર્દોષી,
હમેશ સુપંથે ચાલી......૨.

તેના પુણ્યોના પ્રતાપે માંદા બન્યા સાજા,
અંધા, બેહરા, મુગા સુદ્ધાં થયા નિરોગી ઝાઝા;
વંદન દઈ હેતે ઝાઝા,
આપીએ માન અને માઝા......૩.

તેની અરજથી મળે સદાએ રક્ષા. કુમક ઘાડી,
એવું અમ સર્વે ગાઈએ મોટો ઘાંટો પાડી;
તેને બહુ બહુ વખાણી,
બોલીએ વિજય પોકારી......૪.

દેવ પ્રકાશિત જે સ્વરગની ગાદી પર વિરાજે,
આલમ આખી ઉપર પૂરી દૈવિ સત્તા ચલાવે;
હો તે ત્રૈક્યને સદાએ,
માન એવું આપો ગાએ......૫

## ૧૬૩. ઇસ્તે કોન્ફેસ્સોર (પવિત શાખા)

ઇસ્તે કોન્ફેસ્સોર દોમિની કોલેન્તેસ.
ક્વેમ પીએ લૌદાન્ત પોપુલી પેર ઓર્બેમ.
હાક દીએ લેતુસ મેરુઇત બેઆતાસ
સ્કાન્દેરે સેદેસ (સુપ્રેમોસ લૌદિસ હોનોરેસ). ......૧.

ક્વી પીઉસ પ્રુદેન્સ. હુમિલિસ પુદીકુસ.
સોબ્રિઆમ દુક્ષીત સીને લાબે વિતામ.
દોનેક હુમાનોસ આનિમાવીત ઔરે
સ્પારિતુસ આરતુસ. ... ... ... ......૨.

કુયુસ ઓબ પ્રેસ્તાન્સ મેરીતુમ ફ્રેક્વેન્તેર
એગ્રાક્વે પાસ્સીમ યાકુએરે મેમ્બ્રા.
વિરિબુસ મોર્બી દોમીતીસ સાલુતી
રેસ્તીતુઉન્તુર. ... ... ... ......

નોસ્તેર હીંક ઇલ્લી કોરુસ ઓબ્સેક્વેન્તેમ,
કોનચિનિત લૌદેમ ચેલેબ્રેસક્વે પાલ્માસ.
ઉત પીઇસ એયુસ પ્રેચિબુસ યુવેમુર
ઓમ્ને પેર એવુમ. ... ... ... ......૪.

સીત સાલુસ ઇલ્લી દેકુસ આતક્વે વીર્તુસ,
ક્વી સુપેર ચેલી સોલિઓ કોરુસ્કાન્સ.
તોત્સીઉસ મુન્દી સેરીએમ ગુબેર્નાત,
ત્રીનુસ એત ઉનુસ આમેન. ... ......૫.

## ૧૪૪. શહીદોનો વિજય ગાઓ સહુકોઈ

શહીદોનો વિજય ગાઓ સહુકોઈ......ટેક.

ઉમદા કુળના વિજયીઓ ઓ, તમને વખાણતાં અમ હૈયાંઓ.
ઘણા આનંદથી જાય છે ભરાઈ......શહીદોના...૧.

ફૂલ ફળ આદિક ના નીપજે જ્યાં. એ સૃષ્ટિએ તમોને તુચ્છકાર્યાં;
પણ તેને તમે બહુ તુચ્છકારી......શહીદોના...૨.

માર, ફટકાદિક બહુ દુઃખ વેઠયાં, અંગ વળી સાંણસાથી ત્રોડાવ્યાં;
થઈ આત્મને ના પણ અસર કોઈ ......શહીદોના...૩.

ક્રૂર એવાં દુઃખ ને ત્રાસ વેઠયો, પરંતુ મુખથી શબ્દ ના વાળ્યો;
રહ્યા સ્થિર ઈસુ કેરાં દુઃખ જોઈ ......શહીદોના...૪.

તમારાં સુખ ને કીર્તિ તમારો, ચળકિત જે તમ રક્તે થનારો;
વર્ણવા શક્ય ના જીભ-વાણ કોઈ ......શહીદોના...૫.

ઓ પ્રભુ માફ કરો અમ પાપો. ખરાબી કરી દૂર શાન્તિજ સ્થાપો;
જેથી સુખી થઈએ આપ સ્તુતિ ગાઈ ......શહીદોના...૬.

## ૧૪૫. પ્યારા ઈસુ તું કુંવારીઓનો શિરતાજ છે

પ્યારા ઈસુ તું કુંવારીઓના શિરતાજ છે ......ટેક.
જન્મ દઈ રહી કુંવારી તે જ માતા સૂત છે.
પ્રાર્થના અમારી ઈસુ દયા કરી સૂણજે;
રંક દાસો કેરા કોડ પ્રીતે પ્રભુ પૂરજે...પ્યારા...૧.

પ્રેમી ઈસુ તું કુંવારીઓનો અતિ પ્યાર છે.
તારી કને રેવા માટ તેઓ ઘણું ચાય છે;
તેથી તુજ પૂઠે આવી યશોગાન ગાય છે...પ્યારા...૨.

ઓ ઈસુ, કુંવારાપણું ગમે છે તુંને અતિ,
કાજે તેં મારીઆ મા કુંવારીને પસંદ કરી;
સ્વીકાર્યો શુદ્ધ કુંવારો તાત યોસેફ વળી...પ્યારા...૩.

સંત જે કુમારીકાઓ સ્વર્ગે તારી પાસ છે,
તેઓ મધ્યે જેવો તુજ પ્યારો સદા વાસ છે;
તેવો વાસ રાખ વિશ્વે કુંવારાં જે દાસ છે...પ્યારા...૪.

ઓ ઇસુજી, સૂણ રંક કેરી નમ્ર માગણી,
તન અમારૂં રક્ષજે સંભાળ તું કરી ઘણી;
ચાખવા ન દે અશુદ્ધતાનો ઘાવ કે કણી...પ્યારા...૫

બાપ ને પુત્રને પુનિત આત્માને માન હો,
આદિ કાળે માન જેવું હતું તેવું હાલ હો;
હોજો જુગોજુગ અને સદા સર્વકાળ હો...પ્યારા...૬.

## ૧૪૬. પુષ્પાવતી ઓ ખ્રિસ્તની તું પ્યારી (૫૦ થેરેસાઆને)

પુષ્પાવતી ઓ ખ્રિસ્તની તું પ્યારી:
અમ હૈયાં, અમ હૈયાં કર તુજ સમ કુંવારી...પુષ્પા...ટેક.

ગુલાબ મંડળ કાર્મેલ તણું ફૂલડું બાળ ઇસુનું;
પુષ્પની વૃષ્ટિ કર સ્વરગેથી અમો પરે ઓ પ્યારી...પુષ્પા... ૧.

બાળ ઇસુના કોમળ હસ્તે હતી રમકડા જેવી;
ઇસુ નાખે, ત્યાં તું દોડે, સ્મિત મુખે દુઃખ સેતી...પુષ્પા...૨.

ડોળ વિના તુ ભક્તિજ કરતી જે દુનિયામાં નાની;
વિભો આગળ કેટલી મોટી કુમુદ સમ કુંવારી...પુષ્પા... ૩.

પ્યારો ઇસુ જે જે માગે તે સઘળું તું દેતી:
પુરણ પ્રેમે. ઇસુની સંગે, સંયુક્ત થઇ શાણી...પુષ્પા... ૪.

ઓ નાના સુમન સ્વરગેથી મોકલ ગુલાબ પ્રેમી;
શેતાન મથે ફંદમાં લેવા સૂણ તું પ્રાર્થ અમારી...પુષ્પા...૫.

ઓ નાની પુષ્પા અમ સૌનાં નિવાર સંકટ દુઃખો;
સ્વર્ગીય ગૌરવી ગાદી પરથી પ્રેમી નજર કર તારી...પુષ્પા... ૬.

તપ ને પ્રાર્થથકી તાર્યા તેં અતિ ઘણા આત્માઓ;
રક્ષક જેથી તું મિશનની થવા ખરેખર પામી...પુષ્પા... ૭.

## આત્મ નિવેદન

### ૧૪૭. બાપ ને પુત્ર ને પાવનાત્માતણા (પ્રભાતીઉં)

ઝુલણા

બાપ ને પુત્ર ને પાવનાત્માતણા નામમાં હું ઊઠું એમ થાઓ,
આ મા આશિષ ત્રૈક્ય વિભુ સાચવે, આનંદે આજનો દિન જાઓ;
સર્વ ભૂંડાઈથી સાચવીને પ્રભુ સુકૃત્યો મુજથી બહુ કરાવો,
પાયમાં આપના હું પડયો છું સદા સર્વકાળિક સુખે દોરી જાઓ...૧

સોંપું છું હું પ્રભુ દિન આ આપને સાથ સોંપું ખરે સર્વ મારૂં,
જે કરૂં, બોલું કે ભોગવું આજ હું સાથ સોંપું વળી જે વિચારૂં;
તન અને મન થકી આજ જે જે કરૂં તે બધું આપના કાજ થાઓ.
એ પ્રભુ ને ધણી આપના માનમાં સર્વદા વિશ્વનાં કાજ થાઓ...૨

દુર્ગુણો, દુઃખ ને દુષ્ટતા કાપજો, આપજો શક્તિ ને બુદ્ધિ સારી,
શુદ્ધતા, સ્થિરતા, ધૈર્યતા, નમ્રતા આપજો. ચાલ ટાળી નઠારી;
મુજ મન વાંચ્છના દો કડી એવી, કે લોક સેવા કરૂં સ્વાર્થ પાખી,
દેવ ભક્તિતણી દો મને એવી, કે પ્રાર્થું અહર્નિશ કરૂં હેત રાખી...૩.

બાપ આ દુષ્ટનાં છે પિતાજી ઘણાં તે તણી ટેવ મારી ભુલાવો,
પાપી છું, દાસ છું, મારી દો શંકને, ચાલ મારા પગે વિભુ લાવો;
જોઈતું જે મને સર્વ તે આપજો. આપને જે દીધું સાઉ ત્યાગી.
આપજો દીનદાતાર કૃપાનિધિ આપજો જે શકયો હું ન માગી...૪.

સ્વામિની મારી આ આજ સોંપું તને બાકી ગણ્યા વિના જાત મારી,
આંખ, મોં કાન, હૈયું અને પૂર્ણ હું અર્પીને માગું સંભાળ તારી;
દેવના દૂત ને સ્વર્ગના સંત સૌ, સંત યોસેફ ને વાલી મારા,
અર્જ વિભુ કને મુજ કાજે કરો. શાંતિ પામો શ્રદ્ધાળુ મરનારા...૫.

## ૧૪૮. પ્રભુ આપ પિતારૂપી પાળનારા (સવારની પ્રાર્થના)

ભુજંગી

પ્રભુ આપ પિતા રૂપી પાળનારા,
થયો આજ રાતે રખેવાળ મારા;
ખરા દિલથી આપ આભાર માની,
કરૂં હું સ્તુતિ, ગાઉં છું મે'રબાની....૧.

દયાળુ પ્રભુ મુજ આજે સંભાળો,
ગુના મોત ને આપદા દૂર ટાળો;
બધાં કામ વિચાર ને વાત મારી,
કૃપાળુ દુવા દો પ્રભુ આપ સારી...૨.

મારીઆ કરુણાળુ રે મા કુંવારી,
ઇસુ પાસ લે આજ વિનંતિ મારી;
રખેવાળ હે દૂત મને બચાવો,
રસ્તે સિદ્ધ આકાશના રે ચલાવો...૩.

પ્રભુજી રક્ષો આજ માબાપ મારાં,
શક્તિમાન આ સર્વના પાળનારા;
પિતા દેવ ને દેવ આત્મા સંઘાતે,
સદા સ્તુતિ થાઓ પ્રભુ ખ્રિસ્ત સાથે...૪.

## ૧૪૯. રહે ખ્રિસ્ત દેવા બધો દિન સાથે (કામ અગાઉ)

ભુજંગી

રહે ખ્રિસ્ત દેવા બધો દિન સાથે,
નહિ મૂકતો મુજને કોઈ વાતે;
બળે અંતરે જોત તારી દયાળુ,
હંમેશાં રહે મુજ પાસે કૃપાળુ...૧.

વિના તુજ મારાં કૃત્યો નષ્ટ થાએ,
વિના સાંય તારી રૂડું ના સધાએ;
વિના તુજ તો દેહ ને આત્મ થાકે,
વિના મે'ર તારી કશું કેમ પાકે...૨.

તું છે રાયનો રાય ને પ્રેમ મારો,
ખરી ઢાલ ને આશરો તું થનારો;
દરીઆ ખરો સુખનો વિભુ તુંમાં,
અહોનિશ સેવું નથી કાંઈ હુંમાં...૩.

ઇસુ દેવ થાઓ સદા પંથ મારો,
પ્રીતિ મારી ને આશરો તું પિયારો;
રહો કલ્પના ને વળી કામમાં એ,
પ્રભુ વિણ તું તો કશું ના સધાએ...૪.

## ૧૫૦. પ્રભુ આપ સન્મુખ હું દિલ લાવું (સાંજની પ્રાર્થના)

ભુજંગી

પ્રભુ આપ સન્મુખ હું દિલ લાવું,
પછી શાંતિએ ખુશીમાં ઊંઘી જાઉં;
કૃપાદાન આપે દીધું મોટું નાનું,
ખરા દિલથી આપનો પાડ માનું...૧.

પ્રભુ દેવ જોશો નહિ મુજ પાપો,
પસ્તાવો કરૂં છું પ્રભુ માફી આપો;
દયાળુ ઇસુ દિલ મારૂં સુધારો,
કરૂં આપની સેવ હું સર્વ વારો...૨.

ઊંઘું હું, રક્ષે દૂત વિભુ વહાલો, ઈસુ ખ્રિસ્ત રે એકલા તારનારા,
મુએલા ખ્રિસ્તીઓ દયાળુ સંભાળો: પ્રીતિ મારી ને આશરા ઓ પિયારા;
મારીઆ કુંવારી અતિ ભાગ્યશાળી, ઈસુ, નિર્દોષી દિલનો વે' ઉઘાડો,
મને મા તું સંભાળ આ રાત સારી...૩. અને તેહમાં મુજ આત્મા સંતાડો...૪.

## ૧૫૧. પિતા હે અમારા તું છે સ્વર્ગ માંહે (હે અમારા બાપ)

ભુજંગી

પિતા હે અમારા તું છે સ્વર્ગ માંહે, અમારા ગુનેગાર કેરા ગુના જે,
તને શીશ નામી સ્મરૂં દિલ માંહે; વધુ તેથી મોટા અમારા ગુના છે;
સદા નામ તારૂં રહો પાક પ્યારૂં, યથા માફી દેએ તથા વિભુ દેજે,
નવે ખંડ જામો કહું રાજ તારૂં...૧. અમારાં બધાં પાપ સંહારી લેજે...૩.

દૂતો જેમ સ્વર્ગે તું ઇચ્છાથી ચાલે, ચડું માર્ગ આડે હું તો દે તું દીક્ષા,
જનો વિશ્વમાં તેમ રે' સંપી વાલે; દયા લાવી ના લાવ કો દિ પરીક્ષા;
સદાની પ્રભુ રોટલી દે અમારી, રિપુ દુષ્ટ શેતાનની જાળ કાપી,
વળી આતમાને કૃપા આપ તારી...૨. ભૂંડાથી તું ઉગાર સુબુદ્ધિ આપી...૪.

## ૧૫૨. પ્રભુ કેરાં સત્ય સર્વે માનું હું (પ્રેરિતોનો મત)

રાગઃ—ભૈરવી

પ્રભુ કેરાં સત્ય સર્વે માનું હું, પ્રભુ કેરાં સત્ય સર્વે.........ટેક.
સર્વશકિતમાન પરમેશ્વર પિતા બધું ઉત્પન્ન કરનાર...માનું હું... ૧.
પવિત્ર આત્માના યોગે ઈસુજી રહ્યો ગર્ભ મોઝાર...માનું હું... ૨.
શુદ્ધ કુંવારી મારીઆ પેટે લીધો માનવઅવતાર...માનું હું... ૩.
પોન્તિ પિલાતુસ કેરા અમલમાં સહ્યાં છે દુઃખ અપાર...માનું હું... ૪.
પાપીઓ કાજે ક્રૂસે જડાયો આપ્યા પોતાના પ્રાણ...માનું હું... ૫.

ભોંયે દટાઈ ગયો લીંબામાં  છોડવા નૈતિક પ્રાણ...માનું હું... ૬.
દિન ત્રીજાએ ઊઠયો મરણથી  ચડયો ઊંચા આકાશ...માનું હું... ૭.
વૈભવ ને શક્તિ પિતા પ્રમાણે  સ્વર્ગ માંહે છે ખાસ...માનું હું... ૮.
ઈન્સાફ કરવા સર્વ જનોના  જગે ફરી આવનાર...માનું હું... ૯.
જીવનદાતા પવિત્ર આત્મા  શ્રીસભાને પ્રેરનાર...માનું હું...૧૦.
શ્રીસભા એકજ પવિત્ર મંડળી  જોડેલી પ્રેરિતો સાથ...માનું હું...૧૧.
સંબંધ અમારો કર્યો છે ખરે  સ્વર્ગના પવિત્રો સાથ...માનું હું...૧૨.
મારી પાપોની સહુને મળશે  ખ્રિસ્ત પુણ્યને સાટ...માનું હું...૧૩.
જીવતાં કરશે મૃત સહુને  સદાના જીવન માટ...માનું હું...૧૪.
આખા દિલથી શ્રદ્ધા રાખીને  કહું હું ત્રૈક્યના પાગ...માનું હું...૧૫.
શીશ નામીને વિનવું આજે  મજ શ્રદ્ધામાં દો સાથ...માનું હું...૧૬.

## ૧૫૩. તમ આપજો આશિષ ઓ વિભુજી (લગ્ન વખતે)

*રાગ:—પુષ્પાવતી ઓ ખ્રિસ્તની તું પ્યારી.*

તમ આપજો આશિષ ઓ વિભુજી,
નરનારી, નરનારીના યુગને વિભુજી........ટેક.

નૂતન યુગલ આપે અત્ર જોડયું નરનારીનું;
તેને કરજો આનંદકારી જેથી રહે તે સુખી...તમ...૧

સુખ ને દુઃખમાં રહી પ્રમાણિક જીવન પર્યંત પ્રેમે;
પ્રેમી બંધન પાળે અખંડ કરજો એમ પ્રભુજી...તમ...૨.

શ્રીસભા જેમ ખ્રિસ્તની સાથે રાખે સબંધ ગાઢા;
સબંધ એવા રાખે તેઓ એવું દો વિભુજી...તમ...૩.

આબ્રાહામ, યાકુબતણા હે દેવ પ્રભુ સા'ય કરજે:
સંકટ કાપી, કુશળ રાખી કરજે જીવન વૃદ્ધિ...તમ...૪.

ઇસુ, મારીઆ, યોસેફનું જે આદર્શ કુટુંબ પ્યારૂં;
તેના સરખું કરે તમારૂં કુટુંબ એ ત્રિપૂટી...તમ...૫.

યુવક શાણા કામ કરીને પોષણ કરજે પ્રીતે:
તારી સ્ત્રી ને શિશુ વિષે ચિંતા કરજે ઝાઝી...તમ...૬.

નારી શાણી, સુઘડ થઈને ઘરની સંભાળ લેજે;
તારા વરને આધીન રહીને ચાલ બતાવજે રૂડી...તમ...૭.

જેમ ફળે વેલી દ્રાક્ષાની તેમજ આઈ ફળજે:
કરજે સુખીઆં બાળક તારાં માતૃ પ્રેમથી પોષી.. તમ...૮.

દંપતી તમ સંતાન થયેથી ઊછેરજો પ્રભુ બીકે:
જ્ઞાન ધરમનું આપી અતિઘણું બાળની કરજો વૃદ્ધિ...તમ...૯.

બાળ બચ્ચાં સહ હળજો મળજો. પ્રભુનો મહિમા કરજો:
જીવન સુખી અહીં વિતાવી બનજો સ્વર્ગે સુખી...તમ...૧૦.

## ૩૫૪. આવો સઘળાં સ્નેહી બાળો (સવાલ જવાબ વિષે)

સવૈયા એકત્રીસા

આવો સઘળાં સ્નેહી બાળો, કાન ધરો પ્રભુની વાત.
સંપીને આજે સૌ આવો. લાવો બીજાંને સંઘાત:
શિક્ષણ પામો ખ્રિસ્ત ઇસુનું લાવી અંતર માંહે વા'લ.
સવાલ જવાબ શીખવા માટે આનંદે આવો સૌ બાળ...૧.

આપણ કાજે જગકર્તાએ શૂન્યથી સરજ્યું સૌ ઠાર.
અખિલ જગનું તારણ કરવા દેવે આપ્યો એકજ બાળ:
તેના ઉપર શ્રદ્ધા રાખી થાઓ રે સુખી સૌ કાળ,
સવાલ જવાબ શીખવા માટે આનંદે આવો સૌ બાળ...૨.

જન્મ્યો ઇસુ નમ્ર ગભાણે થઇને રંક જનોનો ભ્રાત,
આદર્શ દેવા સદ્જીવનનો વસ્યો માત પિતા સંઘાત;
તેને પગલે ભવસાગરમાં ચાલો રાખીને સુચાલ,
સવાલ જવાબ શીખવા માટે આનંદે આવો સૌ બાળ...૩.

આ અવનિમાં પવિત્ર આત્મા આવ્યો દેવા ધાર્મિક જ્ઞાન,
માટે સવાલ જવાબ કેરી સૌ વાતોમાં આપો ધ્યાન;
પુનિતાત્મા પાવન કરશે શિક્ષણમાં રાખી સંભાળ,
સવાલ જવાબ શીખવા માટે આનંદે આવો સૌ બાળ...૪.

મા કુંવારી મરીઆ પાસે દોડી આવો ઝટ આ વાર,
દુષ્ટ જગતથી બચાવવાને તે સૌ વારે છે તૈયાર;
પ્રેમ કરીશું તેના પર તો સ્વર્ગે લેશે મૃત્યુકાળ,
સવાલ જવાબ શીખવા માટે આનંદે આવો સૌ બાળ...૫.

ખ્રિસ્ત ઇસુમાં વાલાં બાળો દેતે સૂણો હર્ષે ધ્યાન,
સવાલ જવાબ સારી પેઠે શીખીને થાઓ ગુણવાન;
ગાઓ સાથે કૃપા આપે તારક ઇસુ દીન દયાળ,
સવાલ જવાબ શીખવા માટે આનંદે આવો સૌ બાળ ...૬.

## ૨૫૫. મહા શાન્તિવાળું નગર યરૂસાલેમ-શ્રીસભા

### શિખરિણી

મહા શાન્તિવાળું નગર યરૂસાલેમ-શ્રીસભા,
ચણેલું શ્રદ્ધાળુ રૂપી પથ્થરથી તરહ જીવતા;
પહોંચે છે ઊંચે નભ મંડળમાં દૂર દૂર તું,
ફ્રીડ દૂતો ઝાઝા ભ્રમણ કરતાં ચો તરફ તું......૧.

તને સ્થાપ્યા ખ્રિસ્તે, કહી પીતરને તું પથ્થર છે,
અને બાંધું છું હું અડગ મંડળી તુજ ઉપરે;
નહિ ચાલે કો દિ બળ નરકનું તે વિરુદ્ધમાં,
ખરે બાંધ્યા એવી પુનિત શ્રીસભા આ જગતમાં......૨

ચમત્કારોથી તું અંકિત બની ને સાબિત થઇ,
અને તું પ્રેરિતો સહ સળંગ છે એક જ ખરી:
વળી છે તું સાચે અતિ પુનિત ને કૅથલિક મા,
મળે છે નિશાની ચતુર તુજમાં એ અચૂક મા......૩.

પ્રભુ ઇસુ કેરા વણ સીવણના કોટ સરખી,
ખરે છે તું આખી ફૂટ વગરની એક મંડળી;
તું છે ધોવાએલી પુનિત ઇસુના લોહીથી વળી,
નથી કૈં તારામાં ભૂલ અગર તો કૈં કરચલી......૪.

બધા સંતો કેરી, સહુ શહીદ, કુંવારી તણી મા,
વળી આસ્તિકોને સકળ જનની છે તું ગણી મા;
બધે તું વ્યાપેલી જગત ભરના દેશ કુલમાં,
દયા કૃતો દીધાં સકળ જનને કૅથલિક મા......૫.

ચણેલી ઇસુના અનુચર-સ્તંભો બાર પર તું,
અદ્યાપિ છે એવી જર જર થશે ના કદીય તું;
પહાડે બાંધેલા નગર સમ છે તું જ મંડળી,
મનુષ્યો ખેંચાએ તુજ સ્વરૂપ નિહાળી તું બણી......૬.

મળે છે મા તુંથી સકળ જનને સાત ઝરણાં,
ઝરે છે તેમાંથી અનુપમ કૃપા ને ફળ ઘણાં;
કર્યા છે તેં પાડો મજ પર ઘણા શું વરણવું?
ઇચ્છું છું તે કાજે તુજ ચરણ માંહે જ મરવું......૭.

ખરી હોડી તું છે ભવ સમદરે પાર તરવા,
ચઢે વંટોળે તું પણ કદી ન દેવાની ડૂબવા;
વહાલી માતાજી સત-અચૂક તારું શિક્ષણ છે,
વિસારું જો તુંને મજ જીભ જજો ચોંટી જડબે......૮.

## ૧૫૬. સહુ ચાલો શૂરા યોદ્ધાઓ (ધર્મપ્રચારકો વિષે)

રાગઃ—ભીમપલાસી

સહુ ચાલો શૂરા યોદ્ધાઓ, સજ થાઓ લઈ ને હથિયારો.
ઝટ સામે શત્રુની થાઓ, હૈયામાં હિંમત બહુ ધરો ...ટેક.

જાગૃત થાઓ ક્રૂસ યોદ્ધાઓ.
ઇસુને માટે લડવા આવો,
સત શ્રદ્ધાને કાજ જીત. મરણ પામો...સહુ...૧.

ઝુંડો ક્રૂસ જ છે સૌ વારે.
તરવાર સ્તનકારની ભારે,
ભક્તિ કેરી ઢાલ પકડી ચુકે ચઢો...સહુ...૨.

શેતાન શત્રુ સહુથી ભૂંડો,
સાંયક તેનો છે જગ કુડો.
ઘાતક સ્નેહી પ્યાર તેને હાર કરો...સહુ...૩.

ખ્રિસ્ત ઇસુ છે આપણો રાજા,
ભારતવર્ષમાં તેની જ ધ્વજા
રોપાશું સહી દુઃખ દિલાવર યોદ્ધાઓ...સહુ...૪.

## ૧૫૭. નગરી ભાગ્યવંતી મોટા સંતો ભરી (મહાશ્રી પોપ વિષે)

રાગઃ—ભરપૂર કૃપાથી મારીઆ દેવતણી

નગરી ભાગ્યવંતી મોટા સંતો ભરી.
પરમ ગુરુ ખ્રિસ્તીઓ કેરા રોમા નગરી માંય,
રે છે પાપા ત્યાં પીયુસ નામ ધરી......૧

ખ્રિસ્ત વદિયો પીતર તું તો પથ્થર નક્કી જાણ,
બાંધુ તારા પર મંડળી એક ખરી......૨.

પીતર આસન પર બિરાજી ફરમાવે ખ્રિસ્તવાત,
અચૂક સત્યો તગ ખ્રિસ્તી માને સાહી......૩.

શિર દ્રશ્ય મંડળીનું છે ને ઇસુ મુખત્યાર,
બાંધે, છોડે તે આત્મા પુનિતથી......૪.

દીક્ષા પામેલા, તેડેલા પાળક, યાજ્ઞિક સાથ,
ખ્રિસ્તની વાત કરે આખું જગત ફરી......૫.

વધારજો શ્રી પાપા સાહેબ દિવ્ય ખ્રિસ્તનું રાજ,
અનંત સુખ પામે માની નરનારી......૬.

છુટાં પડેલાં જુદાં રહેલાં ઘેટાં વાડા બાર,
ભરવાડ એક બને ટોળું એક થઈ......૭.

ધન ધન થાઓ મુબારક હો સફળ બનો સૌ કાજ,
જામે અમલ બધે, પૃથ્વી પાર લગી......૮.

રક્ષા કરજો જગન્નિયંતા પાપાની સુપેર,
ખ્રિસ્તી માગે છે કૃપા આપ તણી......૯.

વૃદ્ધિ શ્રીસભાને દેજો, ભાગો શત્રુ જોર,
હો મહિમા ખ્રિસ્તનો જુગોજુગ લગી......૧૦.

## ૨૫૮. ચોપાસે વ્યાપી રહ્યું

ચોપાસે વ્યાપી રહ્યું છે અંધારું ઘોર;
તેમાંથી અજવાળા આ તું પ્રીતિથી દોર,
મુજને તું પ્રીતિથી દોર......ટેક.

અંધારી છે રાત ને છું હું ઘરથી દૂર;
પગ મારાને કેરવી સીધા પથે દોર...મુજને...... .

જોવાને ચાહતો નથી જે જે હોયે દૂર;
ડગલું ભરવા એક હું માગું છું તો દોર...મુજને......૨.

કરી નથી મેં પ્રાર્થના કે તું મુજને દોર;
મુજ મેળે હું ચાલતો પણ હમણાં તું દોર...મુજને......૩.

ભય હોતાં મારા પરે અમલ કરતો તોર,
ાય મઝા હું ચાહતો તે વિસારી, દોર...મુજને......૪.

અદ્યાપિ આપી ઘણી દુવા તારે જોર;
હજી મને તે દોરશે અડચણમાં પણ દોર...મુજને...૫.

પ્રીત હું કરતો જે પરે ન પડ્યા' તો દૂર:
તે દૂતો દેખીશ હું રૂડો થાતાં ભોર...મુજને......૬.

## ૧૫૯. ઓ સ્વર્ગ દૈવી તુજના પ્રકાશે

*ઇંદ્રવજા*

ઓ સ્વર્ગ દૈવી તુજના પ્રકાશે, માણે દિલો સુખ પ્રભુની પાસે:
જે ત્યાં કરે પ્રીત, સુખી મનાએ, એવા રૂડા દેશ ન કોણ ચાહે?...૧.

ઓ સ્વર્ગ તૃપ્તિ તુજમાં ખરે છે, વિલંબ શા માટ મૃત્યુ કરે છે;
મૃત્યુ પ્રકાશિત ઇચ્છિત પો' છે. હા! સર્વકાળિક વિશ્રામનો છે...૨.

ઓ સ્વર્ગ રે'તાં અવનિની માંયે, ભારે અરુચિ મન માંય થાયે;
જોવા, રહેવા પ્રભુ ઇસુ પાસ, ચાહું હું રાખી દિલ માંય આશ...૩.

ઓ સ્વગ, ઓ સ્વર્ગ હવે પછીથી, પાપો કદી હું ન કરૂં ફરીથી;
તારા કિનારા પર શુદ્ધ જેવો હોઇશ, ચાહું બનવા જ તેવો...૪.

## ૧૬૦. ગાઓ સૌ લોકો ઇસુને (લાદા યેરૂસાલેમ)

ગાઓ સૌ લોકો ઇસુને;
ગાઓ આનંદથી એમ કહીને:
જય જય હો, જય જય હો,
જય જય હો, ઇસુ ખ્રિસ્ત રાજાનો

## ૧૬૧. લૌદા યેરૂસાલેમ દોમિનુમ (ગાઓ સૌ લોકો ઇ રૂને)

લૌદા યેરૂસાલેમ દોમિનુમ;
લૌદા દેઉમ તુઉમ સીઓનઃ
હોસાન્ના, હોસાન્ના, હોસાન્ના, ફીલીઓ દાવિદ!

## ૧૬૨. આસપેર્જેસ મે (રવિવારે ભકિતોની છાંટ)

આસ્પેર્જેસ મે, દોમિને, હીસ્સોપો, એત મુન્દાબોરઃ લાવાબીસ મે, એત સુપેર નિવેમ દે આલ્બાબોર.
મીસેરેરે મેઇ દેઉસ, સેકુન્દુમ માગ્નામ મીસેરીકોર્દિઆમ તુઆમ.
ગ્લોરીઆ પાત્રી, એત ફીલીઓ, એત સ્પીરિતુઈ સાંકતો.
સીકુત એરાત ઇનિ પ્રીન્ચીપિઓ, એત નુંક, એત સેમ્પેર, એત ઇનિ સેકુલા સેકુલોરૂમ, આમેન.
આસપેર્જેસ મે...... વગેરે.

**પ૦** ઓસ્તેન્દે નોબીસ દોમિને મીસેરીકોર્દિઆમ તુઆમ (પાસ્ખા વખતે આલ્લેલુયા)

**સ૦** એત સાલુતારે તુઉમ દા નોબીસ (પાસ્ખ વખતે આલ્લેલુય

**પ૦** દોમિને, એક્સાઉદી ઓરાતિઓનેમ મેઆમ.

**સ૦** એત ક્લામોર મેઉસ આદ તે વેનિઆત.

**પ૦** દોમિનુસ વોબીસકુમ.

**સ૦** એત કુમ સ્પિરિતુ તુઓ.

**પ૦** ઓરેમુસઃ એક્સૌદી નોસ, દોમીને સાંક્તે, પાતેર ઓમનીપોતેન્સ, એતેર્ને દેઉસઃ એત મીત્તેર દીગ્નેરીસ સાંકતુમ આન્જેલુમ તુઉમ દે ચેલીસ કવી કુસ્તો દિઆત, ફોવેઆત, પ્રોતેગાત, વીસિતેત, આતકવે દેફેન્દાત ઓમનેસ હાબિતાન્તેસ ઇનિ હોક હાબિતાકુલો. પેર ખ્રિસ્તુમ દોમિનુમ નોસ્ત્રુમ. **સ૦** આમેન.

## ૧૬૩. વીદી આક્વામ (પારખા વખતે)

વીદી અ ક્વામ એગ્રેદિએન્તેમ દે તેમ્પલો આ લાતેરે દેકસતરો, આલ્લેલુયા; એત ઓમનેસ, આદ કવોસ પેરવેનીત આક્વા ઇસ્તા, સાલ્વી ફાક્તી સુન્ત, એત દીચેન્ત, આલ્લેલુયા, આલ્લેલુયા.

કોન્ફીતેમીની દોમિનો, કવોનિઆમ બોનુસ, કવોનિઆમ ઇન સેકુલુમ મીસેરીકોર્દીઆ એયુસ.

ગ્લોરીઆ પાત્રી...વગેરે. (પૃ. ૧૧૫ મુજબ)

વીદી આક્વામ...વગેરે.

૫૦ ઓસ્તેન્દે નોબીસ...વગેરે. (પૃ. ૧૧૫ મુજબ)

## ૧૬૪. ગાયન મિસ

### કીરિએ

કીરિએ એલેઇસોન. (૩) ખ્રિસ્તે એલેઇસોન. (૩)
કીરિએ એલેઇસોન. (૩)

### ગ્લોરીઆ

એત ઇન તેર્રા પાક્ષ ઓમીનીબુસ વોને વોલુન્તાતીસ.
લૌદામુસ તે,
બેનેદીસીમુસ તે.
આદોરામુસ તે.
ગ્લોરીફીકામુસ તે.
ગ્રાત્સીઆસ આજીમુસ તીબી પ્રોપ્તેર માગ્નામ ગ્લોરીઆમ તુઆમ.
દોમીને દેઉસ, રેક્ષ ચેલેસ્તીસ, દેઉસ પાતેર ઓમ્નીપોતેન્સ,
દોમીને ફીલી ઉનીજેનીતે યેસુ ખ્રિસ્તે.
દોમીને દેઉસ, આગ્નુસ દેઈ, ફીલીઉસ પાત્રીસ.
કવી તોલ્લીસ પેક્કાતા મુન્દી, મીસેરેરે નોબીસ.

કવી તોલ્લીસ પેક્કાતા મુન્દી, સુસ્સીપે દેપ્રેકાત્સીઓનેમ નોસ્ત્રામ.
ક્વી સેદેસ આદ દેક્સતેરામ પાત્રીસ. મીસેરેરે નોબીસ.
ક્વોનીઆમ તુ સોલુસ સાંકતુસ.
તુ સોલુસ દોમીનુસ.
તુ સોલુસ આલ્તીસીમુસ, યેસુ ખ્રિસ્તે.
કુમ સાંકતો સ્પીરિતુ, ઇન ગ્લોરીઆ દેઈ પાત્રીસ. આમેન.

## ક્રેદો

પાત્રેમ ઓમ્નીપોતેન્તેમ, ફાક્તોરેમ ચેલી એત તેરૈ, વીસીબીલીઉમ ઓમનીઉમ એત ઇનવીસીબીલીઉમ.

એત ઇન ઉનુમ દોમીનુમ યેસુમ ખ્રિસ્તુમ, ફીલીઉમ દેઈ ઉનીજેનીતુમ.

એત એક્ષ પાત્રે નાતુમ આન્તે ઓમ્નિઆ સેકુલા.

દેઉમ દે દેઓ, લુમેન દે લુમીને, દેઉમ વેરૂમ દે દેઓ વેરો.

જેનીતુમ, નોન ફાક્તુમ, કોન્સુબસ્તાંત્સીઆલેમ પાત્રી: પેર ક્વેમ ઓમનીઆ ફાક્તા સુન્ત.

ક્વી પ્રોપ્તર નોસ હોમીનેસ એત પ્રોપ્તેર નોસ્ત્રામ સાલ્લુતેમ દેસ્ચેન્દીત દે સેલીસ.

એત ઇનકાર્નાતુસ એસ્ત દે સ્પીરીતુ સાંકતો એક્ષ મારીઆ વીર્જીને: એત હોમો ફાક્તુસ એસ્ત.

ક્રૂચીફીક્ષુસ એત્સીઆમ પ્રો નોબીસ: સુબ પોન્ત્સીઓ પીલાતો પાસુસ, એત સેપુલ્તુસ એસ્ત.

એત રેસુરૅક્ષીત તેર્સીઆ દીએ, સેકુન્દુમ સ્ક્રીપ્તુરાસ.

એત આસેન્દીત ઇન ચેલુમ: સેદેત આદ દેક્ષતેરામ પાત્રીસ.

એત ઇતેરૂમ વેન્તુરૂસ એસ્ત કુમ ગ્લોરીઆ યુદીકારે વીવોસ એત મોર્તુઓસ: કુયુસ રેગ્ની નોન એરીત ફીનીસ.

એત ઇન સ્પીરીતુમ સાન્કતુમ, દોમિનુમ, એત વીવીફીકાન્તેમ: ક્વી એક્ષ પાત્રે ફીલીઓકવે પ્રોચેદીત.

ક્વી કુમ પાત્રે એત ફીલીઓ સીમુલ આદોરાતુર, એત કોનગ્લોરીફીકાતુર:

ક્વી લોકુતુસ એસ્ત પેર પ્રોફેતાસ.
એત ઉનામ, સાંકતામ, કાથોલિકામ એત આપોસ્તોલીકામ એકલેસીઆમ.
કોન્ફીતેઓર ઉનુમ બાપ્તિસ્મા ઈન રેમીસ્સીઓનેમ પેક્કાતોરૂમ.
એત એક્ષપેક્તો રેસુરેક્ષીઓનેમ મોર્તુઓરૂમ.
એત વીતામ વેન્તુરી સેકુલી આમેન.

**પ૦** પેર ઓમ્નિઆ સેકુલા. સેકુલોરૂમ.

**સ૦** આમેન.

**પ૦** દોમીનુસ વોબીસકુમ.

**સ૦** એત કુમ સ્પીરીતુ તુઓ.

**પ૦** સુર્સુમ કોર્દા.

**સ૦** હાબેમુસ આદ દોમીનુમ.

**પ૦** ગ્રાત્સીઆસ આગામુસ દોમીનો દેઓ નોસ્ત્રો.

**સ૦** દીગ્નુમ એત યુસ્તુમ એસ્ત.

## સાંકતુસ

સાંકતુસ, સાંકતુસ, સાંકતુસ
દોમિનુસ દેઉસ સાબાઓથ.
પ્લેની સુન્ત ચેલી એત તેરો ગ્લોરીઆ તુઆ.
હોસાન્ના ઈન એક્ષચેલ્સીસ.

## બેનેદીકતુસ

બેનેદીકતુસ ક્વી વેનીત ઈન નોમીને દોમિની.
હોસાન્ના ઈન એક્ષચેલ્સીસ.

## આગ્નુસ દેઈ

૧–૨. આગ્નુસ દેઈ, ક્વી તોલ્લીસ પેક્કાતા મુન્દી: મીસેરેરે નોબીસ.

૩. આગ્નુસ દેઈ, ક્વી તોલ્લીસ પેક્કાતા મુન્દી: દોના નોબીસ પાચેમ.

## ૧૬૫. ઓ સાલુતારીસ

ઓ સાલુતારીસ ઓસ્તિઆ,
કવે ચેલી પાન્દીસ ઓસ્તિઉમ,
બેલ્લા પ્રેમુન્ત ઓસ્તિલ્લિઆ,
દા રોબુર, ફેર ઔક્ષીલીઉમ......૧.

ઉ ની ત્રીનોકવે દોમિનો,
સીત સેમ્પિતેરના ગ્લોરીઆ,
કવી વીતામ સીને તેરમિનો,
નોબીસ દોનેત ઈન પાત્રીઆ. આમેન......૨.

## ૧૬૬. તાન્તુમ એર્ગો

તાન્તુમ એર્ગો સાક્રામેન્તુમ,
વેનેરેમુર ચેર્નુઈ,
એત આન્તીકવુમ દોકુમેન્તુમ,
નોવો ચેદાત રીતુઈ,
પ્રેસ્તેત ફીદેસ સુપ્લેમેન્તુમ,
સેન્સુઉમ દેફેકતુઈ......૧.

જેનીતોરી જેનીતોકવે,
લાઉસ એત યુબિલાત્સિઓ,
સાલુસ, ઓનોર, વીર્તુસ કવોકવે,
સીત એત બેનેદીકસીઓ,
પ્રોચેદેન્તી આબ ઉત્રોકવે,
કોમ્પાર સીત લાઉદાત્સિઓ.
આમેન......૨.

## ૧૬૭. આદોરેમુસ (પુનિત સાક્રામેન્તને)

આદોરેમુસ ઈન એતેર્નુમ,
સાંકિતસીમુમ સાક્રામેન્તુમ......ટેક.

લૌદાતે દોમિનુમ ઓમ્નેસ જેન્તેસ,
લૌદાતે એઉમ ઓમ્નેસ પોપુલી......આદોરેમુસ......૧.

કવોનીઆમ કોન્ફીર્માતા એસ્ત સુપેરનોસ
મીસેરીકોર્દિઆ એયુસ: એત વેરીતાસ દોમીની
માનેત ઈન એતેર્નુમ...........આદોરેમુસ......૨.

ગ્લોરીઆ પાત્રી એત ફિલીઓ એત સ્પીરીતુઈ સાંકતો,
સીકુત ઈરાત ઈન પ્રીન્ચીપીઓ એત નુંક એત સેમ્પેર,
એત ઈન સેકુલા સેકુલોરૂમ, આમેન...આદોરેમુસ.......૩.

## ૧૬૮. પુનિત સાક્રામેન્તને (આદોરેમુસ)

પુનિત સાક્રામેન્તને
ભજીએ પ્રીતિ આપણે;
સદાએ સર્વ પળે
પુનિત સાક્રામેન્તને...૧.

સ્તુતિ કરો સૌ દેવની,
કારણ કૃપા થૈ ઘણી
આપણ પર તો ભજીએ
પુનિત સાક્રામેન્તને...૨.

ટકે છે હા! સર્વદા
યહોવાહની સત્યતા;
ભજીએ પ્રીતે દેવ ને
પુનિત સાક્રામેન્તને...૩.

માન, પિતા ને પુત્ર ને
પુનિત આત્માનું સદા
આદિ જેવું હાલ ને
હમેશ જુગોજુગ હો...૪.

## ૧૬૯. તે દેઉમ

તે દેઉમ લૌદામુસ: તે દોમીનુસ કોન્ફીતેમુર
તે એતેરનુમ પાત્રેમ ઓમ્નીસ તેર્રા વેનેરાતુર.
તીબી ઓમ્નેસ આન્જેલી, તીબી ચેલી એત ઉનીવેર્સે પોતેસ્તાતેસ.
તીબી કેરૂબીમ એત સેરાફીમ ઇનેસ્સાબિલી વોચે પ્રોક્લામાન્ત:
સાંક્તુસ, સાંક્તુસ, સાંક્તુસ દોમિનુસ દેઉસ સાબાઓથ.
પ્લેની સુન્ત ચેલી એત તેર્રા માયેસ્તાતીસ ગ્લોરીએ તુએ.
તે ગ્લોરીઓસુસ આપોસ્તોલોરૂમ ખોરૂસ.
તે પ્રોફેતારૂમ લૌદાબિલીસ નુમેરૂસ.
તે માર્તીરૂમ કાન્દીદાતુસ લૌદાત એક્ષેર્ચીતુસ.
તે પેર ઓર્બેમ તેર્રારૂમ સાંક્તા કોન્ફીતેતુર એક્લેસિઆ:
પાત્રેમ ઇમ્મેન્સે માયેસ્તાતીસ,
વેનેરાન્દૂમ તુઉમ વેરૂમ એત ઉનીકુમ ફીલીઉમ,
સાંક્તુમ ક્વોક્વે પારાક્લિતુમ સ્પીરિતુમ.
તુ રેક્ષ ગ્લોરીએ, ખ્રિસ્તે.

તુ પાત્રીસ સેમ્પીતેર્નુસ એસ ફીલિઉસ.

તુ આદ લીબેરાન્દુમ સુસચેપતુરૂસ ઓમિનેમ નોન હોરૂઈસ્તી વીર્જીનીસ ઉતેરૂમ.

તુ દેવીકતો મોર્તીસ આકુલેઓ, આપેરૂઈસ્તી ક્રેદેન્તીબુસ રેગ્ના ચેલોરૂમ.

તુ આદ દેક્ષતેરામ દેઈ સેદેસ, ઈન ગ્લોરીઆ પાત્રીસ.

યુદેક્ષ ક્રેદેરીસ એસ્સે વેન્તુરૂસ.

તે એર્ગો કવેસુમુસ તુઈસ ફામુલીસ સુબવેની, કવોસ પ્રેત્સિઓસો સાંગવિને રેદેમીસ્તી.

એતેર્ના ફાક કુમ સાંકતીસ તુઈસ ઈન ગ્લોરીઆ નુમેરારી.

સાલ્વુમ ફાક પોપુલુમ તુઉમ દોમીને, એત બેનેદીક એરેદિતાતી તુએ.

એત રેજે એઓસ, એત એક્ષતોલ્લે ઈલ્લોસ ઉસ્કવે ઈન એતેર્નુમ.

પેર સીંગુલોસ દીએસ બેનેદીચીમુસ તે.

એત લાઉદામુસ નોમેન તુઉમ ઈન સેકુલુમ, એત ઈન સેકુલુમ સેકુલી.

દીગ્નારે, દોમિને, દીએ ઈસ્તો સીને પેક્કાતો નોસ કુસ્તોદીરે.

મીસેરેરે નોસ્ત્રી, દોમિને, મીસેરેરે નોસ્ત્રી.

ફીઆત મીસેરીકોર્દિઆ તુઆ દોમિને: સુપેર નોસ, કવેમાદમોદુમ સ્પેરાવિમુસ ઈન તે.

ઈન તે દોમિને સ્પેરાવી: નોન કોન્ફુન્દાર ઈન એતેર્નુમ.

ય૦ બેનેદીકામુસ પાત્રેમ એત ફીલીઉમ કુમ સાંકતો સ્પીરીતુ.

સ૦ લાઉદેમુસ એત સુપેરએક્ષાલતેમુસ એઉમ ઈન સેકુલા.

ય૦ બેનેદીકતુસ એસ દોમીનુસ ઈન ફીર્મામેન્તો ચેલી.

સ૦ એત લાઉદાબીલીસ એત ગ્લોરીઓસુસ એત સુપેરએક્ષાલ્તાતુસ ઈન સેકુલા.

ય૦ દોમીને એક્ષાઉદી ઓરાત્સીઓનેમ મેઆમ.

સ૦ એત કલામોર મેઉસ આદ તે વેનીઆત.

ય૦ દોમીનુસ વોબીસકુમ.

સ૦ એત કુમ સ્પીરીતુ તુઓ.

# સચ્ચિદાનંદ

## વૈતાલીય

દુનિયા દુનિયાપતિ બધી નિર્માતા નિરમાવી સૂતથી;
જગની જગન્નિયંતા ધણી ચિત્ત રાખી ચિંત ગણજે ઘણી.

જગમાં જગમાર જન્મીઓ સર પાપીસર પાપીને થયો;
ક્રૂસડે ક્રશ દેહ અર્પી તેં જગત્રાતા જગ તારીઓ પ્રીતે.

જન રાજન, રાંક હોય જે પતિતોની પતિ તોક તોડજે;
સુખ વિશુદ્ધ વિશ્વની કરી પવિત્રાત્મા પવિત્રાઈ દે ઘણી.

માટીમાં મહિમા દર્જ ઘણો જય વાચો જયવાન ત્રૈક્યનો;
કરજોત કર જોડી વિનવું સુણી સર્ગે સુણી સર્વદા પ્રભુ



# અનુક્રમણિકા



## આગમન



## ખ્રિસ્ત જયંતી

# તપઋતુ



# પાસ્ખા ઋતુ

## પુનરુત્થાન

## આકાશગમન



## પેન્તેકોસ્ત



## પવિત્ર ત્રૈક્યનો તહેવાર



## ખ્રિસ્તસ્તોત્ર

## પવિત્ર કુટુંબ



## મારીઆ સ્તુતિ

# સંતોનાં ગુણગાન

# આત્મનિવેદન

# ગુજરાતી કેથલિક સત્ય પ્રકાશ